२९३५

# राजमित्र नाटक.

આ સુંદર ગ્રંથ ગુજરાતી ભાષામાં ગદ્ય પદ્યાત્મક રચીને

શ્રીકચ્છમાંડવીના રહેવાશી

ઠા૦ ભીમજી રવજી મહાજનીએ

પ્રસિદ્ધ કીધો.

મુંબઈ,

સ્વદેશપ્રકાશ છાપખાનામાં છપાવ્યો.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

કિમ્મત ૧૦ આના.

२९३५

॥ श्री ॥

# राजमित्र नाटक.



## મંગલાચરણ.

### शार्दूलविक्रिडितछंद.

यं ब्रह्मा वरुणेंद्र रुद्र मरुतः स्तुन्बन्ति दिव्यैःस्तवै
र्वेदैः सांगपदक्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेनमनसा पश्यन्ति यं योगिनो;
यस्यांतं न विदुःसुरासुरगणा देवाय तस्मैनमः ॥

### અર્થ.

બ્રહ્મા, વરૂણ, ઈન્દ્ર, શંકર અને વાયુ આદિ દેવો મનોહર છંદવાળાં સ્તોત્રોથી જેની સ્તુતિ કરે છે, સામવેદના જ્ઞાનવાળા મુનિશ્વરો પદ, ક્રમ, ઉપનિષદ આદિ અંગોયે સહિત ઉત્તમ વેદોથી સદોદિત જેને ગાય છે, દૃઢાસન કરીને ધ્યાનમાં બેઠેલા અને તેજ પરમાત્મા નિરંતર જેમાં રમણ કરે છે એવા મનથી, યોગીજનો જેને પ્રત્યક્ષ જુએ છે, દેવના અને રાક્ષસના અનેક ગણો, જેનો કિંચિત્ પણ પાર જાણતા નથી એવા તે અનાદિ પરમાત્માને, હું નમસ્કાર કરૂં છું.

# રાજમિત્ર નાટક.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સૂત્રધાર, નટી અને વિદુષક.

સૂત્રધાર— अनुष्टुपछंद.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ॥
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

**અર્થ.**

જેની કૃપાથી મૂક એટલે વાણીવિનાનો મનુષ્ય વાચાલ એટલે પંડિતની પદવી મેળવવાને શક્તિવાન થાયછે, અને પંગુ એટલે પગવિનાનો મહાન પર્વતને ઓલંઘી જવાને સમર્થ થાયછે, એવા પરમ આનંદરૂપ માધવને હું નમન કરૂંછું, એટલુંજ નહી પણ હે અવિનાશી ઈશ્વર! આપની જે અગાધ સામર્થતા અને અનંત શક્તિયો છે તે આ ભૂગોલ ઉપર વસનારા કોઈપણ મહાન પ્રાણીથી કળી શકાય તેવી નથી, હે પ્રભુ! અનંતકોટી બ્રહ્માંડ રચનાર, પાલન કરનાર અને તેમને ચલાવનાર પણ આપજ છો.

હે વિશ્વંભર! આપે જે આ જગતની અનેક પદાર્થો સહિત રચના રચી છે તેને જન્મ મર્ણ રૂપ શંકુથી કંટાલી

ગયેલો કોઇ પ્રાણી પણ જાણી શકવાને યોગ્ય નથી. એક, આકાશમાં કેટલા નક્ષત્રો છે, પૃથ્વી ઉપર કેટલા વૃક્ષો છે, વૃક્ષોને કેટલી શાખાઓ છે; અને કેટલાં પત્ર, કેટલાં ફુલ, કેટલા ફલ છે; એટલુંજ નહી પણ એકજ પત્રમાં કેટલી રેષા અને એકમુઠીરજમાં કેટલા રજકણો છે તે કહેવાને કોઈ પ્રાણી શક્તિવાન જણાતો નથી, હે સમર્થ! આ સંસારરૂપી અપાર સાગરમાં હું એક પશુથી પણ નકામો અને અજ્ઞાન મનુષ્ય છું. તેથી આ ક્ષણ પછી શું થવાનું છે, તે હું જાણી શકતો નથી. મારી આંખો અને કાનથી છેટે શા શા બનાવો બનેછે, તે પણ હું સમજવાને અસમર્થ છું. હે પ્રભુ! પશુ, પક્ષી, વૃક્ષ આદિ અજ્ઞાન પ્રાણીઓ મરયા પછી પણ કામમાં આવેછે જેમ કોઇનાં ચર્મ, કોઈનાં શિંગડાં, કોઇના કેશ, કોઇના નખ, કોઇના હાડકાં, કોઈના કાષ્ટ, કોઇનાં પત્ર, કોઇનાં મૂળ, કોઇની ભસ્મ પરંતુ મનુષ્યો કાંઈ પણ ઉપયોગનાં નથી; માટે હું કાંઇ વિસાત નથી. અને આપના સામર્થનો પાર નથી, મનુષ્યોથી જે કાંઇ સારાં કામ થાયછે તે કેવળ આપનીજ કૃપા છે, માટે હે સચ્ચિદાનંદ! હે પુણ્યસ્વરૂપ! આપના જગતપાવન પરમપૂજ્ય ચરણકમલ વિષે મારો દંડવત નમસ્કાર છે.

(ભાષણ કરી રહ્યા પછે ગાય છે.)

# ઇશ્વર પ્રાર્થના.

## हिंदुस्थानी भाषामां.

## ધ્રુપદ ચોતાલ.

રાગ કલ્યાંણ.

આનંદસિંધુ દીનદયાલ દીનબંધુ–ટેક.
વિશ્વકરણ વિશ્વભરણ પરમપુરૂષ પરમધર્મ
વિશ્વરૂપ વિશ્વનાથ પ્રથમ પાદ વંદો, આનંદ. ૧
તેરી તો ગત અગાધ સુર નર મુની શેષ ગાત
કાઉં તે કથી ન જાત, કરત કોટી છંદો.
નિરંજન નિરાકાર, નારાયણ નિર્વિકાર
સૃષ્ટિરૂપ સઆકાર, તોરે ચરણ વંદો. આનંદ. ૨

## वसंततिलका छंद.

चित्तोहरा युवतयःसुजना नुकूलः ।
सद्बंधवा प्रणइता निपुणा श्चभृत्याः ॥
गर्जंति दंति निवहा तरला तुरंगाः ।
सन्मीलयो नयमयो नहि किंचिदस्तिः ॥

## અર્થ.

નવા જોબનવાળી સ્ત્રીયો હાવભાવથી ચિત્તને હરી લે એવી છે, સારા મનુષ્યો અનુકૂલ છે, નમ્ર સ્વભાવવાળા ભાઇઓ પણ છે, નોકર ચાકરો નીપુણ છે, આંગણામાં હાથીની ગર્જનાઓ અને ઘોડા નાચ પણ કરે છે પરંતુ આંખો મીચાયા પછી એમાંનું કાંઇ દેખવામાં આવતું નથી.

## પદ.

### हिंदुस्थानी भाषामां.

### રાગ આશા ત્રિતાલ.

(મે જોગી જસ ગાયા બાલા મેં જોગી જસ ગાયા—એ રાગ.)

સમજત નહી સમજાયા, મુરખ મન સમજત નહી સમજાયા ટેક
તુંતો ઉલટ ઉલટ ઉરજાયા, મુરખ મન સમજત ૧
જુઠી કાયા જુઠી માયા, જુઠા જોબન આયા,
સુખ સંપત સંતતી દારા વિત્ત, જુઠા સમા પાયા, મુરખ. ૨
મેં સ્વપ્નેમેં રાજા ભયારી, બહોત ગુમાન ભરાયા,
આગે પીછે કછુ ન બિચારા, આખરકું પસતાયા, મુરખ. ૩
સ્વપ્નેમેં એક સુંદરી દેખી, તીનસું સ્નેહ લગાયા,
આંખ ખુલી તબ કછુ નહી દેખા, ફોકટ ભર્મ ગમાયા, મુરખ. ૪
સ્વપ્નેમેં શ્રીમંત ભયોરી, બહુત ખજાના જમાયા,
કોડી એક રહી નહી કરમેં, નહી ખરચા નહી ખાયા, મુરખ. ૫

(ગાઇ રહ્યા પછી નટીને બોલાવેછે.)

હે મારી પ્રાણપ્રિયા! શૃંગાર સજતાં તમોને આજ આટલી વિલંબ કેમ થઇ?

**નટી**—(પ્રવેશ કરીને) પ્રાણનાથ! હું હાજર છું. આપની શી આજ્ઞા છે?

**સૂત્રધાર**—આ આર્યદેશના મોહોટા મોહોટા, રાજકુમારો અને રાજમાન્ય રાજશ્રી સદ્ગૃહસ્થો કુટુંબસહવર્તમાન પોતાની પતિવ્રતા સ્ત્રીયો સહિત પદ્મિનીસતી અને અજાતશત્રુ

ધર્મરાજાનો પવિત્ર નાટક જોવાને આજ એકાગ્ર અંતઃકરણથી સભાસ્થાનમાં બિરાજ્યાં છે.

**નટી**—તે શું ?

**સૂત્રધાર**—તેમનાં નિરક્ષણ કરવાની ઉત્કંઠાવાળાં નિર્મલ મનરંજન થાય અને બોધ આપે એવું કાંઇ ઉત્તમ ગાયન કરો.

**નટી**—(નમસ્કાર કરીને) પ્રાણનાથ! જેવી આજ્ઞા; ચારે તરફ પુષ્પોથી વધાવીને ગાયન કરેછે.

## हिंदुस्थानी भाषामां.

## રાગ આશા.

ત્રિતાળ.

ગુમાની કાયકો મુખ મલ કાવે, બીજ બોવે સોઇ ફલ પાવે,
ગુમાની કાયકો, ટેક. ૧
રાજહંસ અની ઉત્તમ આંબે, કાક નિંબોરી ખાવે,
મેંડકો બોલે કોય નિરંતર, ચાતક બુંદહી પાવે,
ગુમાની કાયકો, ૨
પહિલે દીયા સોઇ અબ પાયા, તામેં કહા બતરાવે
અબ કર લે આગું કે તાઇ, ઓસર હાથ ન આવે, ગુમાની. ૩
કરની જૈસી પાર ઉતરની, બેદ પુરાનન ગાવે,
નાતે તું તેરે તેં કર લે, ભીમા ક્યા સમજાવે, ગુમાની કાયકો. ૪

**સૂત્રધાર**—(સભા તરફ જોઇને) અહો! સ્વાતીનક્ષત્રના વારિથી ઉત્પન્ન થએલા મોતીના કણ જેવા સ્વેદ બિંદુઓથી છવાયલા શરદઋતુના સંપૂર્ણચંદ્ર જેવા સુશોભિત નટીના વદનમાંથી નીકળતા ઝડ ઝમક સ્વર ભેદવાળા મધુર સુરથી તથા હાવ ભાવ કલા કુતુહલથી સભામાં વિસર્જેલા સદ્ગૃહ-

સ્ત્રીઓનાં મુખ કમલ જેવાં પ્રફુલ્લ થઇ રહ્યાં છે, પરંતુ મારી પ્રિયાનું મુખારવિન્દ ઝાંખુ કેમ જણાય છે વારૂ! (મનમાં આશ્ચર્ય પામીને) અરે! આનિ તો આંખોમાં પાણી ભરાઇ આવ્યાં (સંભળાય તેમ) રે પ્રિયા! આવા આનંદના સમયમાં એકાએક શોકાતુર થઇ જવાનું કારણ શું?

**નટી**—(લજ્જાંકિત થઇને પોતાના વદનને તથા નેત્રને લુછી ને) પ્રાણનાથ! કાંઇ નથી; એતો સેજસાજ, સ્ત્રીયોનો જાતી સ્વભાવ એવોજ હોય છે.

**સૂત્રધાર**—કારણ શિવાય કાર્ય ન હોય, માટે જે હોય તે કહો; કેમકે પોતાના પતી પાસે ખરી વાત કરવી એ પતીવ્રતા સ્ત્રીયોનો ધર્મ છે.

**નટી**—પ્રાણનાથ, કાર્ય અને કારણ પુછવાનો આ સમય નથી; કેમકે આ સમયમાં તો આપણે જે કામ બજાવવાનું માથે લીધું છે તે છેવટ સુધી બજાવવું જોઇએ; કહ્યું છે કે—

### वसंततिलकाछंद.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः ।
प्रारभ्य विघ्नविहता विरमंति मध्याः ॥
विघ्नैः सहस्त्रगुणितै रपि हन्यमानाः ।
प्रारब्ध मुत्तमजना न परित्यजंति ॥

### અર્થ.

વિઘ્નોના ભયથી જે કાર્યનો આરંભ કરતા નથી તે નીચ મનુષ્ય છે તેમજ જે કાર્યને આરંભી વચમાંથી છોડી દે છે તે મધ્યમ છે, પરંતુ સેંકડો વિઘ્નો આવે તેને દૂર કરી જે આરંભેલા કામનો પાર પામે છે તે ઉત્તમ મનુષ્ય છે.

**સૂત્રધાર**—પ્રિયા! ઉત્તમ મનુષ્ય માટે તમે કહો છો તેમજ છે; પણ મનમાંથી ખતરો ન નીકળે ત્યાં સુધી આરંભેલું કાર્ય બરાબર બજાવી સકાતું નથી.

**નટી**—જે વાત તમારા હૃદયમાં ચડી તેનો અંત લેવો, સ્વામીનાથ! તમારો આવો સ્વભાવ ક્યાંથી? વાતમાં બીસાદ કાંઇ નથી; મને તો પેલા ગૌભેખની વાત સહેજ યાદ આવી ગઇ.

**સૂત્રધાર**—તે વાત શી હતી?

**વિદુષક**-(વચમાં આવીને) તારૂં કર્મ, ખબર નથી? એ કહાણીની.

**સૂત્રધાર**—(ગુસ્સે થઇને) વિદુષક! આવો ઊંટ જેવડો થયો પણ તને સભ્યતાનું બોલવું તો આવડ્યુંજ નહી.

**વિદુષક**—(હસીને) સભ્યતાનું બોલવું નટી પાસેથી સાંભળી રાતું કહાડજો; (એમ કહી બાજુ ઉપર જાયછે.)

**નટી**—મુઆ વિદુષકને એવા ટોળવાળા વચનોથી બોલવાની ટેવ છે પણ એનું કહેવું ખરૂં છે, કારણ કૈયો કીચક જપ તપ અને કાવા દાવા કરાવે છે.

**સૂત્રધાર**—તે શા સારૂં?

**નટી**—મેં સાંભળ્યું છે કે વળી. (તે) રાજા અજાતશત્રુના દેશમાં આવવાને ઇચ્છેછે.

**સૂત્રધાર**—(નિશાશા મુકીને) હાય, હાય, એક વખત તો આવીને ઘણાય ઘોટાળા વાળ્યા તોપણ એને સંતોષ ન વળ્યો. શીવ, શીવ, શીવ, નઠારૂં કર્મ કરનારા દુર્જન તો દુર્જનજ, કેમકે તેમની પ્રકૃતી તેવીજ હોયછે કહ્યું છે કે,—

## द्रुतविलंबित.

अकरुणत्व मकारण विग्रहः ।
परधनं परयोषिति च स्पृहा ॥
सुजन बंधुजने प्वसहिष्णुता ।
प्रकृति सिद्ध मिदं हि दुरात्मनां ॥

## અર્થ.

નિર્દયપણું. વગર કારણે કજીઓ, પરાયું ધન તથા પારકી બાયડીયો લેવાની ઇચ્છા. સારા લોક તથા સગાસંબંધી ઉપર ઇર્ષ્યા. એ ખરાબ લક્ષણો સ્વભાવથીજ દુર્જન મનુષ્યોમાં હોયછે.

**નટી**—અહો, સ્વામીનાથ! દુર્જનો એવાજ હોય છે શું? એ કોઇ રીતે સજ્જન થાયજ નહી.

**સૂત્રધાર**—ના.

**નટી**—સ્વામીનાથ! તમારૂં કહેવું ખરૂં છે, કેમકે મેં એક વિદ્વાનના મુખથી સાંભળ્યું હતું તે મને હવડાંજ યાદ આવ્યું.

## उपेंद्रवज्रा.

कर्पूरधूली रचितालवालः ।
कस्तूरिका कुंकुम लिप्तदेहः ॥
सुवर्णकुंभैः परिसिच्यमानो ।
निजं गुणं मुंचति किं पलांडु ॥

## અર્થ.

કપુરનો ક્યારો છે કસ્તુરી કેશર આદિ સુગંધમય વસ્તુઓનું ખાતર છે, વળી સોનાના કુંભેકરી નિર્મલ જલથી

સંચાથ છે, પરંતુ પલાંડુ (કાંદો) પોતાનો દુર્ગન્ધમય ગુણ મુકી દેશે શું!

**સુત્રધાર**—પણ પેલા ગોભેખની બાયડીનું શું થયું ?

**નટી**—બાયડી તો જાનમમાં ગઇ, પણ બીચારાનો બાળક છોકરે ભણ્યા ગણ્યા વિનાનો રહ્યો.

**સુત્રધાર**—એકદમ ચકરી ખાઇ પડી જાય છે.

**નટી**—(તે જોઇને) અરરર! આ શું? કામણ ટુમણ તો તમનેજ આવી નડ્યાં શું ?

**સુત્રધાર**—(સુદ્ધિમાં આવી મનમાં વિચાર કરીને), હજી પણ આવા બનાવોથી દેશમાં વધારે ખરાબી થવાના સંભવ જણાય છે, માટે રાજા અજાતશત્રુને ખબર નહી હોય તેથી તેની જાણમાં આવે એવો કાંઇ ઉપાય કરવો.

**નટી**—પ્રાણનાથ! આપણાથી શો ઉપાય થઇ શકશે? રાજા પાસે ઘણાય વિદ્વાન અને પ્રવીણ મનુષ્યો બેઠા છે.

**સુત્રધાર**—ભલે બધાય હોય, પણ આપણું કામ આપણેજ કરીશું.

**નટી**—સ્વામીનાથ! આપણું તો નાટક વિના બીજું કામ નથી.

**સુત્રધાર**—હા એજ આપણી પરંપરાની રીત પ્રમાણે તેવા પ્રકારના નાટકો રચીને રાજાઓને સમજાવવામાં આવે છે.

**નટી**—પ્રાણનાથ! તે વાત ખરી છે, પણ રાજા પાસે તેના માણસોનો હજી પણ હાલો ચાલો હોય તો આપણું અપમાન થાય.

**સૂત્રધાર**—અપમાન થયું તો શું? અને સન્માન થયું તો પણ શું? કેમકે જગતનું સારૂં ઇચ્છનાર સમાન દૃષ્ટિવાળા મનુષ્યો માનાપમાનની ગરજ રાખતા નથી. કહ્યું છે કે,

## शिखरिणी.

अहौ वा हारे वा कुसुमशयने वा दृषदि वा
मणौ वा लोष्टे वा बलवतिरिपौ वा सुहृदि वा
तृणे वा स्त्रैणे वा मम समदृशो यांति दिवसा
कदा पुण्येरण्ये शिव शिव शिवेति प्रलपतः ॥

## અર્થ.

સર્પ વિષે અથવા ફુલના હાર વિષે, ફુલની શૈયા વિષે અથવા પાષાણની શીલાવિષે, મણીવિષે અથવા માટીવિષે, બલવાન શત્રુવિષે અથવા મિત્રવિષે, તૃણ (ઘાસ) વિષે, અથવા કોમલ બિછાના વિષે, મારી સમાન દૃષ્ટિ થાઓ અને કોઇક પુણ્યારણ્યમાં (વનમાં) હે શિવ! હે શિવ! હે શિવ! એવા ઉચ્ચાર કરતાં મારા દિવસો જાઓ.

**નટી**—સ્વામીનાથ! એ વાત તો તમારી યથાર્થ છે. સજ્જન પુરૂષ જે રાજા તે તો કોઇનો અપરાધ કરનાર નથી, જેમ ભૃગુઋષિએ શ્રીવિષ્ણુને લાત મારી તોપણ તેના અપરાધ સામું નહી જોતાં પાદાભિવંદન કરવા લાગ્યા. પણ તેના આશ્રયમાં રહેલા દુર્જન પુરૂષોનો મને ભય છે, કહ્યું છે કે,

## आर्या.

रवि रपि न दहति यादृक् तादृक् दहति वालुकानिकरः
अन्यस्याल्लब्धपदो नीच प्रायेण दुःसहोभवति ॥

## અર્થ.

મહાન તીવ્ર એવો જે સૂર્ય તે જેટલો તાપ દેતો નથી, તે ટલો તેનાથી જેને તાપરૂપી ગુણ મળેલો છે એવો જે વાલુકા સમૂહ ( રેતીનો ઢગલો ) તાપ દેછે, તેમ બીજાથી અધીકાર પ્રાપ્ત થએલો એવો જે નીચ પુરૂષ તે ઘણુંકરીને લોકોને ઘણો જુલમી થઇ પડેછે.

**સૂત્રધાર**—નટી ! તે વાત તમારી ખરી છે પણ થાવા કાળ છે તેતો થયુંજ પડવું છે.

**નટી**—હા, પ્રાણનાથ ! કાળ શીવાય તો કોઇપણ મરતો નથી કહ્યું છે કે,

### ગુણમાળા છંદ.

કાળવિના ન મરે કદિ માનવિ સો હથિયારથિ ઘાયલ હોયે ભલે,
પ્રાપત કાળ થયે તૃણ કંટકથી મરિ જાય જરી ન ઉપાયે મળે;
સાગરમાં ડુબતો ન મરે મરિ જાય જરીક તલાવડિ માહીં પડી
ડુંગરથી પડનાર બચે મરિ જાય પગે મળિ ઠોકરથી તે ઘડી

**સૂત્રધાર** તમે ધન્ય છો ! તમારા મુખમાંથી શું મનોરંજન શબ્દો નીકળે છે; વાહવા તેમજ વળી મારા અભિપ્રાયની પરીક્ષા કરનારી અને ખરેખર નિર્ભયપણાનું ઉપદેશ કરનારી તમારા જેવી સ્ત્રીનો હું ઉપકાર માનું છું.

**નટી** પ્રાણનાથ ! મારૂં કહેવું એમ નથી કે તમો કોઇથી ત્રાસ પામીને પરમાર્થી કામ ન કરો, મારૂં કહેવું તો એમ છે કે જેને વાસ્તે આપણે ગુણ કરવા ધારીએછીએ તે ધણી જ્યારે ઉલટું સમજે ત્યારે આપણે કરવાનું શું કામ ?

**સૂત્રધાર**—પ્રિયા! હું તમારી તે શંકા પણ ટાળીશ, કહ્યુંછે કે,

**वंशस्थछंद.**

स किं सखा साधु न शास्ति यो धिपं ॥
हिताञ्च यः संश्रणुते स किंप्रभुः ॥
सदानुकूलेषु हि कुर्वते रतिं ॥
नृपेष्वमात्येषु च सर्वसंपदः ॥

**અર્થ.**

રાજાને જે યોગ્ય સલાહ આપતા નથી તે મંત્રી દુષ્ટ કહેવાય. તેમજ જે રાજા પોતાના આપ્તજનોનાં હીતકારક વચનો સાંભળતો નથી તે રાજા પણ દુષ્ટ કહેવાય. એટલા માટે જે રાજાના રાજ્યમાં રાજા તથા મંત્રી એકબીજાને અનુકૂળ હોય તેજ રાજાના રાજ્યમાં સર્વ સંપત્તિયો નિવાસ કરે છે.

**નટી**—સ્વામીનાથ, અહાહા! શું તમારાં વચનો હીતોપયોગી છે પણ સમજવામાં આવે તોજ સફળ.

**श्लोक.**

युक्तियुक्त मुपादेयं वचनं बालकाद्दपि ॥
अन्यत्तृणमिव त्याज्य मप्युक्तं पद्मजन्मना ॥

**અર્થ.**

યોગ્ય વચન એક બાળકનું પણ માન્ય કરવું, પરંતુ અયોગ્ય વાત કદી બ્રહ્મા આવીને કહે, તોએ તેનો ત્યાગ કરવો.

**સુત્રધાર**—જ્યારે આટલું કરતાં ના સમજે ત્યારે તો પછી ભ-વિષ્યનોજ વાંક સમજવો તો—

**નટી**—ઠીક ત્યારે હવે પોતાની મેળે જે હશે તે જણાઇ આવશે.

**સુત્રધાર**—જ્યારે તાંતને છેડીએ ત્યારે સુર નીકળે અને સ્વર નીકળે તો રાગ વરતાય.

**નટી**—તે વાત તો નિશ્ચય છે. ઠીક ત્યારે તમે પણ છેડો તાંતને બજતવો તંબુરો.

## ગીતી.

**સૂ૦**— ઠગિયા રાજન પરજન, ઠાકર મહાજન કવિયો ને મલ્લાં;
કહોકોને જઇ કહિયે, લઇએ જઇ કોતણી સરસ સલ્લા. ૧

**નટી**—વાલમ વાત ન કરિયે, વાત કર્યાથી બહુજ વિઘ્ન નડશે;

**સૂ૦**—ગોરી દિલની ભોળી, ખાડો ખણશે તેજ પ્રથમ પડશે. ૨

**પડદામાં** (મંદમંદ સ્વરથી ગાયન થતું સંભળાવા લાગ્યું.)

**નટી**—(પડદા ભણી કાન દઇને) વાહવાહ! વનમાં કોકીલા કેવા મનોહર વચનો બોલે છે;

**સુત્રધાર**—આતો કોઇ તરૂણ સ્ત્રીઓનું ગાયન સંભળાય છે.

**નટી**—હા, હા, એતો પતિવ્રતા **પદ્મની** પોતાના સુંદર બાગમાં સખીજનસહિત ફુલ વીણવા આવી હશે તે ગાતી હશે.

**સુત્રધાર**—(મનમાં ખાત્રી કરીને) પ્રિયા! એતો તમે કહો છો તેજ છે. ચાલો ત્યારે આપણે ઘેર જઇને તે બાબતનો વિચાર કરીયે; (એમ કહી જાયછે.)

## પ્રવેશ ૨ જો.

**સ્થળ** પદ્મનીનો બગીચો.

**પદ્મની, કેશર, કસ્તુર, અને દાશી** પાછળથી કૈયોકીચક અને તેના શીપાઇઓ.

( સર્વે મળી ગાય છે. )

### રાગ ભૈરવ.

મોય પીયાબિન નિંદ ન આવે. મોય પીયાબિન નિંદ ન આવે. ટેક.
સુની લાગે શેજડીઆં મોએ પીઆ બીન નિંદ ન આવે.
દાદુર મોર બપૈઆ બોલે, કોયલ શબ્દ સુનાવે;
રૂમઝુમ રૂમઝુમ મેહુલા બરસે, ચપલા શી ચમકાવે, મોય. ૧
ગુડુડુડુડુડુડુડુ બાદલ ગરજે, શીતલ પવન સતાવે,
કાલી ઘટા ચહું દિશ જુર આઇ, છયરા અતી દુઃખ પાવે, મોય. ૨
થરરર થરરર કાયા કંપે, છતિયાં ધ્રક ધ્રક ધ્રક થરકે,
ખાન પાન માંહે કછુ ન સોહાવે, તન જોબન કુરમાવે, મોય. ૩

**પદ્મની**—( ઊંડો નિશ્વાસ નાખીને ) હે પરમકૃપાળુ પરમેશ્વર! તમારી માયાને ધન્ય છે; બેન! મને તો કોયની સાથે વાત ચીત કરવાનું કે કાંઇ સાંભળવાનું કશું પણ સુજતું નથી. કાનમાંથી ચસકા નીકળે છે; જીવ ચકડોળની પેઠે ભમ્યા કરે છે.

**કેશર**—બેન કસ્તુર! એના શરીરનું વર્ણ કેવું ફરી ગયું છે. અરે! એનાં રૂપ ને રંગ બધાં ક્યાં ગયાં?

( પદ્મનીની બાંહ પકડીને )

અરે એની નાડી તો જો ? શશલાના જેવી ઠેકડા મારે છે. (અંગ ઉપર ઉંધો હાથ મુકીને) અંગમાં તાવ પણ જણાય છે. (માથામાં હાથ નાખીને) જેની ધણીઆણી સુગંધમય ફુલેલ તેલથી અને ફુલોથી દિવસમાં બેત્રણ વળા માથું ગુંથાવતી હતી તેના માથામાં કેશ કેવા ગંચાઇ ગયા છે; અરે! એના જેવાં ચીર પટોળાં તો કોઇ રાજાની રાણીનાં પણ નહી હોય. તેના વસ્ત્રોના હાલ કેવા થયા છે તે તો જો. અરે! એના જેવાં ગજમોતીનાં અને અમૂલ્ય રત્નોનાં ભૂષણો બીજે કોઇ ઠેકાણે પણ નથી. તેમાંનું એકે પણ એના અંગઉપર જોવામાં આવતું નથી.

**પદ્મની**—(લજ્જાંકિત થઇ નીચું જોઇને) પગના અંગુઠાથી પૃથ્વીને ખોતરતી છતી નેત્રમાંથી આંશુને વરસાવતી છતી બેન! મારા શરીર સુખ તથા વસ્ત્રો અલંકારોની વાત તો તમે મુકીજ દ્યો. આ સંસાર મને વીષ જેવો કડવો થઇ પડયોછે. સાસરીઆનાં ઘર બંધીખાના જેવાં અને પીએરીયાનાં ઘર શત્રુ જેવાં થઇ પડયાં છે. અને આ ફુલવાડી તો મને વેરાન જેવી દેખવામાં આવે છે. પરમેશ્વરે મને મનુષ્યજન્મ શા માટે દીધો. જેમાં આવાં પ્રતિવિયોગનાં અપાર સંકટો ભોગવવાં પડે છે. તે કરતાં જો જાનવરનો અવતાર દેત તો આવાં વિકટ કષ્ટો તો ભોગવવાં ના પડતે ? અરે! આ મોર અને ઢેલ, પોપટ અને મેનાં, મૃગ અને મૃગલી, વિગરે વનમાં વસનારાં સર્વે પશુ પક્ષીનાં જોડાં કેવાં હરે ફરે છે. અરે! હું તો તેના જેવી પણ ન થઇ. તેમજ—

હું ધનાધ્યક્ષની સ્ત્રી છું તે કરતાં તો તમે નિર્ધનની

સ્ત્રીઓ સુખીછો. કેમકે જે કાંઇ થોડુઘણું તમારા ધણીઓ કમાવી લાવે તે તમો ભેગાં બેશી ચાર આંખો ભેગી કરી ખાઓ પીઓ છો. (એમ કહી વ્યાકુલ થઇને પોતાની સંગી ઉપર નમી પડેછે.)

**કસ્તુર**—(તેને બાથમાં ઘાલીને) બેન! તુને આટલું ઘેલછાપણું ક્યાંથી આવ્યું? તું તો શાણી અને ભણેલ ગણેલ છો. અમારા જેવીઓને તો તુ દરરોજ બોધ કરે છે. છતાં આવો સંતાપ કરવો તને ઘટતો નથી. માટે સાવધાન થઇને ઉપાય કરવો જોઇએ. હીમત હારવાથી કોઇ કાર્ય સિદ્ધ થાતું નથી. હીમત રાખી ઉપાય કરવાથી કાર્ય સિદ્ધ થાય છે.

**પદ્મની**—બેન! ઉપાય તે શો કરીયે? મને તો આ વેળા કાંઇ સુજ પડતી નથી!

**કસ્તુર**—ઉપાયમાત્ર એટલુંજ છે કે આપણે સર્વે મળી તારા સ્વામીને કાગળ લખીએ.

**પદ્મની**—કાગળો લખી લખીને તો મારા હાથ પણ થાકી ગયા.

**કેશર**—તને અમે કહીએ તે તું કાગળમાં લખે તો તારૂ કામ થાય.

**પદ્મની**—તમે શું કહો છો? કહો તો તે પણ લખું. વળી એટલું વધારે. કહું છે કે (अतिक्रस्याधिकं फलं) અરે! દોત કાગલ લાવો.

**કસ્તુર**—(દોત કાગળ કલમ લાવીને પદ્મનીની પાસે રાખે છે)

**પદ્મની**—કાગળ લખે છે (લખી રહ્યા પછી) કાગળ તો લખ્યો પણ કોણ લઇ જશે? ટપાલ તો ગઇ.

**કેશર**—બાઇ! તમારે બારણે તો સોનાના પાંજરામાં ભણેલો

ગણેલો પોપટ બેઠો છે, ત્યાં મુઝાઓ છો શું કરવા. એને કાગળ આપો તો લઈ જશે. અથવા મોઢામોઢે જે કહેવાનું હશે તે પણ કહેશે.

**પદ્મની**—(પોતાની વૃદ્ધ દાસીને) મા! મારા લાલ પાંખવાળા પોપટને લઇ આવો.

**દાસી**—બહુ શારૂં બાઇ! (પોપટને લઇ આવે છે.)

**પદ્મની**—પોપટને હાથમાં લઇ પુચકારી કહે છે.

### રાગ પીલુ.

પોપટ પંખેરૂ મોરી પાતી લેતો જઇયો,
પોપટ પંખેરૂ મોરી પાતી લેતો જઇયો. ટેક
હાતનો સંદેશો મોરા સ્વામિજીસે કહીયો,
તોરી મૃગાનયની અન્ન ન ખાય જાકે કહીયો પોપટ ૧
અંબુવામેં કેરી લાગી લીંબુવા પકન લાગે,
નારંગીમેં રંગ ઉડ જાયે જાકે કહીયો પોપટ ૨

**પોપટ**—બાઇસાહેબ! આ કાગળ તો ભીંજવાએલો છે માટે રસ્તામાંજ ફાટી જશે. કેમ ભીંજવાઇ ગયો વારૂ?

**પદ્મની**—(પત્ર ઉખેડીને) અરે! આ ક્યાં ભીંજાયો! આતો બેચાર આંશુના છાંટા પડવાથી ભીંજાયો હશે? એમ કહી વળી હૃદય ભરાઇ આવે છે.

**પોપટ**—(તેની આગતાસ્વાગતા કરી કાગળ લઇ) ઉડી જાયછે.

**પદ્મની**—(પોપટ અદૃષ્ટ થયા પછી) અરે બેન! કસ્તુર! કેશર! ડોશીમા! જુઓતો ખરા' નૈઋત્ય કોણમાં ધૂળના ગોટેગોટ ઉડી રહ્યા છે. અરે! આપણી સીમમાંથી કોઇ ગાયોનું તો હરણ કરી જતો નહિ હોય?

**કેશર**—( તે તરફ જોઇને ) એતો આપણા મહારાજાની સ્વારી આવતી હશે.

**પદ્મની**—( એક વૃક્ષની શાખા ઉપર ચઢીને જુએ છે. ) અરે ! નખોદ ગયું. આતો કૈચોકીચક આવે છે, (એમ કહી શાખા-ઉપરથી નીચે પડી મુર્છાગત થઇ જાય છે.)

**કસ્તુર**—(પદ્મનીના બે હાથ પકડીને) કેશરબેન ! તું એના પગ ઝાલે તો ઘરમાં લઇ જઇએ.

**કેશર**—( પગ ખેંચેકેછે પરંતુ તેટલામાં ભયભિત થઇને ) મુઓ રાવણ નજીક આવી ચુક્યો.

**કૈચોકીચક**—સબુર કરો, એને કોઇ ઉપાડતી નહી. એ સ્ત્રી કોણ છે ? અને તેને શું થયું છે ?

**દાસી**—આ તારી મા બેન છે. ખબરદાર. જો તું નજીક આવ્યો તો. (એમ કહી તેને ઉપાડી જઇ મહેલને બંધ કરે છે.)

**કૈચોકીચક**—(સ્તબ્ધ થઇને) અરે પાપણીઓ ! તમે મારી નિંદા કરો છો અને આ સ્ત્રીને મારી નાખી મને તેની તપાસ કરવા દેતીઓ નથી. પણ હું ખરો કૈચોકીચક હઇશ તો તમારી ખબર લઇશ. અરે કંચનની પુતળી મને જોઇને આંબાની ડાળી ઉપરથી વિજળીની લતા જેવી તુટી પડી તેને ક્યાં લઇ ગઇ ? અરે શીપાઇઓ ! હું એ વાતની તપાસ કરવા જાઉંછું. અને તમે આ ઘરને ઘેરો નાંખી બેસો. કોઇ સ્ત્રી પુરૂષને અંદર જવા દેશો નહી.

**સીપાઇઓ**—જેવો હુકમ. ( એમ કહી ચારેતરફ ચાર જણા ઘેરો નાંખી બેઠા. )

**કેઓકીચક**—(મનમાં) હાય, હાય, કાંઇ રૂપ હતું ને. અહાહા ! આટલી ઉમરમાં આપણે એવી કોઇ સ્ત્રી દીઠી પણ નથી, હવે આપણને પ્રાપ્ત થાય એવા ઉપાય સોધીએ.

(નીકળી જાય છે.)



## પ્રવેશ ૨.

**સ્થળ,**—જંગલનું તળાવ.

**ધોબણ, કૈયોકીચક અને તેના શીકારી સીપાઇઓ.**

**શીકારી**—આ જંગલમાં વૃક્ષો ઘણા પ્રાચીન છે. તેમાં નાનાપ્રકારના પક્ષીઓના માળા ઘણા છે.

**કૈયોકીચક**—હા. પોપટના માળા અથાક છે. તેમ આટાણું મધ્યાન્હ કાળનો વખત પણ સારો છે. સર્વે પોપટ પોત પોતાના બચ્ચાઓ સારૂં ચારો લાવીને ખવડાવતા હશે. માટે સર્વે શીપાઇઓ ! ઝાડો ઉપર ચહડી જાઓ, અને કોઇ સુંદર પક્ષીનું જોડું લાવો.

**શીકારી**—હુકમ પ્રમાણે ઝાડ ઉપર ચઢી પોતાનું કામ બજાવેછે.

**કૈયોકીચક**—મને તો પાણીની તરસ બહુ લાગી છે.

**શીકારી** (ઝાડ ઉપરથી) આ ડાબા હાથ ઉપર તલાવડી દેખાય છે.

**કૈયોકીચક**—ઠીકછે ત્યારે તમે તમારૂં કામ કરો, અને અમે પાણીની સોધ માટે જઇએ છીએ.

(અરધો અરધ વેરાઇ જાય છે.)

**સીપાઇ**—આ કીનારા ઉપર ભમરા ગુંજાર કરે છે.

**બીજો**—પેલાં કપડાં કોના સુકાય છે? અરે! એક સ્ત્રી પણ જોવામાં આવે છે.

**કૈચોકીચક**—અરે! કાંઇ શીકાર છે કે શું?

**સર્વે મળી**—(હસીને) કોણ જાણે.

**કૈચોકીચક**—(પોતાની નજર ફેરવીને) ચાલો દીઠી. આપણે પણ પાણી પીવા ત્યાંજ જઇશું. (જાય છે.)

**ધોબણ**—(કપડાં સંકેલીને સંકોચાઇ રહે છે.)

**કૈચોકીચક**—(ઘોડાસહિત નજીક આવીને) રે સ્ત્રી! તું આવી સુંદર અવસ્થાવાળી આ વેળા એકેલી આવા નિર્જનારણ્યમાં કેમ આવી છે? પાણીથી ભીંજાઇ ગયેલા ઝીણા વસ્ત્રમાં તારૂં તમામ સુકોમલ શરીર ચળકી રહ્યું છે. તે જોઇ હમારા જેવા કામીઓની છાતી ફાટી જાય છે. એટલુંજ નહી પણ આ અલૌકિક ચીરપટોળાં કેનાં સુકાવે છે કે જેના ઉપર પરીમલને લીધે ભમરા ગુંજાર કરે છે.

**ધોબણ**—મહારાજ! આપ મ્હોટા માણસ છો, તેથી તમારા સામે હું શરમની મારી બોલી શકતી નથી. હું કોઇ વનમાં રહેનારી ભીલડી નથી હું તો પડદેપોશ છું વાસ્તે તમારી સામે ના બોલાય એમાં ખુશી છું.

**કૈચોકીચક**—(ઉછળીને) તેણીના બે હાથ પકડી, શીપાઇઓ! આવો, એના હાથપગ બાંધી પથરા લટકાવી આ તલાવમાં ફેંકી દ્યો. એ સમજતી નથી કે હું આવી એકાંત જગોમાં એના સપાટામાં આવી પડી છું.

**ધોબણ**—(મનમાં) જો બુમ પાડીશ તો લાજ જશે, અને હુ-જત કરીશ તો જીવ જશે. તેથી આપણે મુસલમાનભાઈ છઇએ તેથી એકને છોડી બીજો કરવામાં કાંઇ એબ નથી, માટે પોતાના જીવનો બચાવ કરવો. (સંભળાય તેમ) (હસીને) હું તો તમોને ઇચ્છું છું, મારશો નહી. પણ તમારા હીતની કોઇ વાત કરીયે તે સાંભળશો કે નહી?

**કેચોકીચક**—હા, હમારૂં કહું કરીશ તો સર્વે સાંભળીશું.

**ધોબણ**—પણ મારો ધણી હાદર મોટો શીપાઇ મારી જાત વાળો છે તે તમારૂં માથું ઉડાડી દે એવો છે તેનું કેમ?

**કેચોકીચક**—તેની તુંને ખબર નથી. રાજાના મહેલમાં કરો-ડોના ખજાના ભરયા છે. તે આપણાજ છે, જે માગશે તે તેને દઇ સમજાવીશું. તું તેની જરા બીક રાખતી નહી.

**ધોબણ**—(મનમાં) ચાલો બેયનું કામ થયું, આપણને પણ રાજ સુખની પ્રાપ્તી થાય છે, અને ધણી તો બીચારો મુરખ છે તેને બે હજારની પ્રાપ્તી થશે. એટલે મારા જેવી બે ચાર મળશે, માટે તક ચુકવી નહી. કહ્યું છે કે **का हा-निः समय च्युतिः** સમય ગયો તેથી બીજી હાની કઇ, (સંભળાય તેમ) ત્યારે રૂપીઆ ચાર હજાર દેવા પડશે.

**કેચોકીચક**—ચાર તો શું પણ ચાલીશ આપીએ તો શું થયું?

**ધોબણ**—ઠીક છે ત્યારે આ પદ્મનીનાં કપડાં છે તે આપીને આવીશ.

**કેચોકીચક**—તેમ બનેજ કેમ, એ તો કપડાં પણ સાથે અને તું પણ સાથે આવેલમાં બેશો.

**ધોબણ**—એમ ન બને. આ કપડાં પેલી શીલવંતી પદ્મનીનાં છે. તેને પહોંચાડવાં જોઇએ.

**કયોકીચક**—તે પદ્મની કોણ છે. અને કેવી છે તે જરા કહી સંભળાવ તો ખરી ?

**ધોબણ**—ના, તમને કહેવાય નહી, કહું તો તમારી બુદ્ધિ ફરી જાય.

**કયોકીચક**—ના ના, બુદ્ધિ નહી ફરે, તારા સમ.

**ધોબણ**—મારા સમ ન ખાઓ તમારા ધરમના સમ ખાઓ.

**કયોકીચક**—ધરમના ધરમના ધરમના સાડા સાત વખત ધરમના સમ.

**ધોબણ**—સમુદ્રમાંથી જન્મ પામેલી જે લક્ષ્મી તેના બરોબર જેનું રૂપ છે, તેમજ સમુદ્રને આકર્ષણ કરનારો જે સંપૂર્ણ ચંદ્ર તેના જેવી જેના મુખની જ્યોતી છે, આકાશ જેટલું મ્હોટું જેનું ઉદર છે. જેના હૃદયમાં શીળ, સત્ય, સંતોષ, શાંતિ, દયા, ક્ષમા રૂપી આ ભારી પર્વતો જામી ગયા છે વળી મલ વગરનું સ્વચ્છ જેનું મન છે, જેના ચિત્તમાં એક પોતાના પતિ શિવાય બીજો કોઇ પણ પુરૂષ નથી, એવી જે પદ્મની જ્યારે મધુર શબ્દો ઉચ્ચાર કરે છે ત્યારે તેના પરવાળા જેવા લાલ રંગના અધર માંહેથી બોલ નીકળે છે, તે બોલેબોલ જાણે રત્નજ ખરતાં હોય ને શું ? તેમજ જ્યારે હાસ્ય કરે છે ત્યારે તેના મુખથી જાણે સુગંધી ફુલજ પડતાં હોય ને શું ? એવા ગુણવાળી જે પુનીત પદ્મની મારી શેઠાણી છે તેને [illegible] કોઇપણ શખસ કુદ્રષ્ટિ કરે છે તે

રાવણની પેઠે પોતાનું કુળ ખેદાન મેદાન કરીને નાશ પામે છે.

**કૈચોકીચક**—વાહ વાહ! શું પદ્મનીના રૂપ, શૃંગાર અને ગુણો વરણન કીધા. અરે! મારી જાન! તું મને તારી શેઠાણી એક વખત મીલાવી આપને.

**ધોબણ**—(લાઇ, લાઇ, હલ્લિલ્લા!) તમને આવી વાત કરતાં શરમ નથી આવતી? વચન આપીને હમણાંજ પોતાનું બોલવું પોતેજ મિથ્યા કરવા બેઠા, હું નહી કહેતી હતી કે તમારી બુદ્ધિ ફરી જશે.

**કૈચોકીચક**—અરે! ઘેલી! ત્યારે તો મેં મોડામાં થુંક રાખીને સોગન ખાધા હતા.

**ધોબણ**—ત્યારે હવે તમારો શો વિચાર છે?

**કૈચોકીચક**—વિચાર હશે તે અંતે જણાશે. હાલમાં તમે તો આગ્યો ચાલતાં

(વેલમાં નાખીને રવાના કરે છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ધોબણનું રહેવાનું મકાન.

### ધોબણ, કૈચોકીચક, અને તેના શીપાઇઓ.

**કૈચોકીચક**—(એકદમ પ્રવેશ કરતાં ઠેસ લાગવાથી પડી જાયછે) નખોદ જાય મારી હાળીએ દીવો પણ પેટાવ્યો નથી. અહીંયાં અંધારૂ કેમ રાખ્યું છે. અરે શીપાઇ! કોણ છે.

**સીપાઇ**—જી સાહેબ! હાજર હું છું.

**કૈયોકીચક**—અલ્યા! જો મારી પાઘડી પડી ગઇ.

**સીપાઇ**—(પાઘડી લાવીને આપે છે.)

**રંગલો**—ભાઇ! તમને તો કસુંબો બરોબર ઉગ્યો છે, મને તો આવ્યોજ નહી. (એમ કહી બગાસાં ખાય છે.)

**કૈયોકીચક**—(તેને તમાચો મારીને) તારૂં સત્યાનાશ જાય બગાસાં ખાય છે તેથી મને પણ કસુંબો ઉતરી જાય છે. સીપાઇ! તારી શેઠાણી ક્યાં ગઇ?

**સીપાઇ**—આજ તો કોણ જાણે એને શું થયું છે. એતો ટુંટમુટ થઇને પડી છે. તમે અંદર જઇને પુછો એટલે ખબર પડશે.

**કૈયોકીચક**—અલ્યા! દીવો તો દેખાડ કાંઇ સુઝે.

**સીપાઇ**—(દીવો દેખાડી) ચાલ્યો જાય છે.

**કૈયોકીચક**—(પાસે જઇને) આજે તમે ગુસ્સામાં ભરાયાં છો શું?

**ઘોબણ**—મને અડકશો નહી. તમારે મારે બંને તેમ નથી. તમારા કરતાં તો હું પ્રથમના ઘેરમાં સુખી હતી.

**કૈયોકીચક**—અહીં તને શું દુઃખ છે?

**ઘોબણ**—મુઆ પલટણના સીપાઇથી પણ હું ગઇ કે?

**કૈયોકીચક**—ભલેને પલટણનો સીપાઇ હોય કે સાહેબ! તને જે ટુંકારો કરે તેની જીભ કહાડી લઉ અને તારી છેડ કરે તેને ઠાર કરૂં.

**ઘોબણ**—હું કાંઇ એમ નથી કહેતી કે કોઇના જીવની નુકશાની કરો.

**કૈયોકીચક**—તમે મને તેનું નામ બતલાવો.

**ધોબણ**—નામ તો હું જાણતી નથી પણ હમણાં તે અહીં આવશે.

**કૈયોકીચક**—તેણે તુને ગાળો દીધી હતી શું ?

**ધોબણ**—ના, તે તો મારા સાંમો ઉભીને ખોટા ચાળા પાડે છે.

**કૈયોકીચક**—( ઘણા કોપથી ) સીપાઇ !

**સીપાઇ**—જી શાહેબ !

**કૈયોકીચક**—આ કહે છે તેને તમે ઓલખો છો ?

**સીપાઇ**—હાજી એતો દરરોજ ધોબણ પાસે આવતો પણ હમણાં કાંઇક અણબનાવ થયો હોય એમ ભાસે છે.

**કૈયોકીચક**—ધોબણનો યાર હોય કે ન હોય પણ તમારે એનો ઘાટ ઘડી નાંખવો.

**સીપાઇ**—પણ આપશો શું ?

**કૈયોકીચક**—અરે ! માથાની દશહજાર મહોર

**સીપાઇ**—બશ છુટા એ હમારૂ કામ છે. પણ પલટણનો શીપાઇ છે તેનું કેમ ?

**કૈયોકીચક**—ઉપરથી ઉતરી કાં ના આવ્યો હોય.

**સીપાઇ**—હવે તમે છુટયા. આવે તો અંદર બોલાવી ખીલા ભોકી ગાંસડો બાંધી એવે ઠેકાણે નાખી આવીશું કે કોઇ દેખે પણ નહી.

**એકશીપાઇ**—એવું પાપનું કામ કરે તે જાણે હમારાથી નહી બને કહ્યું છે કે—

### ગોપ છંદ.

ગુપ્ત ઝેર અગ્નિ યુક્ત તમ શસ્ત્ર મારી.
બહુ જાણુથિ ઘેરિકાં અસાવધાન ધારી.
ઝેર દૈ નશો કરાવિ વીસવાસ આપી.
શત્રુ મારિ નાખવાથી થાય ભારિ પાપી. ૧



## प्रवेश ६ मो.

**સ્થળ,** કૈયાકીચકનું ઘર.

**કૈયોકીચક, સીપાઇઓ, સાહેબ અને પલટણની ગેટ પાછળથી ઢાંકપીછેડો દીવાન આવશે.**

**નેપથ્થમાં**—પકડો, પકડો, ( ચોતરફ ઘેરો નાખે છે. )

**શીપાઇ**—(કૈયાકીચકને) પલટણુની ગેટ ફરી વળી છે અને તમને પકડવા આવે છે.

**કૈયોકીચક**—(આંખો મચમચાવતો જમીન ઉપર પડી જાયછે.)

**જમાદાર**—ક્ષત્રી સુરા થઇને આવો બીકણુ સ્વભાવ શું રાખો છો! પેલા તમો વાળા દીવાનને તેડાવી લ્યો. તે ઓટો ગોટો વાળી નાખશે.

**રંગલો**—રખેને પાપનો ઘડો ફુટે.

**કૈયોકીચક**—હા, હા, જાઓ. દીવાનજીને તેડી લાવો.
(સીપાઇ તેડવા જાય છે.)

**દીવાન**—કૈયાકીચકભાઇ! આ ફજેતી કેવી વારૂં?

**કૈયોકીચક**—સાહેબ! મને કોઇ વાતની ખબર હોય તો તમારા બ્રાહ્મણના સમ.

**રંગલો**—બ્રાહ્મણ મરે તેમાં તુને સ્નાન સુતક કાંઇ ના મળે હો.

**દીવાન**—ત્યારે હવે ખાનગીમાં ચાલો? (હાથ ઝાલી અંધારી ઓરડીમાં લઇ જઇને) વાતચીત કરે છે.

**કૈયોકીચક**—ગમે તેમ થાય, પણ લાજ રહે તેમ કરવું.

**દીવાન**—દશ બાર લાકડીનું ખરચ થાશે.

**કૈયોકીચક**—ભલે એક ગામના ઇજારાની ઉપજ જાણે નહીં આવી હતી.

**દીવાન**—ઠીક છે ત્યારે સાહેબ પાસે જાઊં છું. (સાહેબને બોલાવી આવ્યા.)

**સાહેબ**—( હિંદુસ્થાનીમાં ) હમ અભી ઇશકું પકડેગા

**દીવાન**—આપ જરા અંદર ચાલો, મારે તમારી સાથે કંઇ વાત કરવી છે (અંદર લઇ જઇ વાત કરે છે.)

**સાહેબ**—(બારણે આવીને) સબ સીપાઇ ઘરકું ચલે જાઓ.

**સીપાઇ**—અહીંયાં તો હમારાં માથાં પડશે.

**સાહેબ**—ઇસ કામકા કાયદાશર તપાસ ચલાનેકા દીવાનકો સોપ્યા હૈ.

**સીપાઇ**—દીવાનજી તો એઓનાજ આશ્રીત છે માટે તેમના વાસ્તે અન્યાય કરશે.

**સાહેબ**—જો અન્યાય કરેગા સો ભરેગા તુમ કયું ગભરાતે હો જાઓ કામમેં.

**સર્વે**—બેહેરા કાન કરી ચાલ્યા જાય છે.

# अंक २ जो.

## प्रवेश १ लो.

**સ્થળ, કેચાકીચકની ખાનગી બેઠક.**

**કેચોકીચક અને કુટીલસેન.**

**કુટીલસેન**—( સલામ કરીને ) ખુદાવંત ઘણી ખમા.

**કેચોકીચક**—તમને વેહેલા મોકલે ત્રણ દિવશ થયા છતાં આટલા દિવશ કેમ બેશી રહ્યા?

**કુટીલશેન**—બાયડીઓનો સાથ થયો તે ઘરમાંથી નીકળતી નીકળે.

**કેચોકીચક**—ઠીક ત્યારે કામ તો ફતે કરી આવ્યા કે નહી?

**કુટીલશેન**—એતો ફતેજ પડ્યું છે. બાકી તમારા ન્યાયાધીશો જુલમ કરવા લાગ્યા છે.

**કેચોકીચક**—શો જુલમ કરે છે?

**કુટીલસેન**—ભાઇ! મને પ્રથમ બે ત્રણ વેળા દંડ કીધો તેથી સંતોષ ન વળ્યો. વળી હમણાં પણ દોડસો મહોર દંડ કીધો.

**કેચોકીચક**—ભલે પડ્યા ગોઢાના લાડવા જમે. તમારી પાસેથી દંડની રકમ વસુલ કરવા આવે ત્યારે મને કહેજો.

**કુટીલસેન**—વસુલ તો બીજે અવતારે ભલે કરે.

**કેચોકીચક**—તમારા ધંધા તો એવા છે કે તમોને દરરોજ દંડ થવા જોઇએ.

**કુટીલસેન**—(ગુસ્સે થઇને) હા, ભાઇ હમારા ધંધા ખોટા છે ને તમારા ધંધા સાચા છે તેની અમને બધી ખબર છે.

**કૈયોકીચક**—સાચી વાત કહેતાં તમને આવાં મરચાં કેમ લાગે છે? શું હું તમારા ધંધાથી અજાણ્યો છું?

**કુટીલસેન**—તમો શું જાણો છો?

**કૈયોકીચક**—જો ગુસ્સો ના લગાડો તો કહું.

**કુટીલસેન**—ભલે કહોને પછે હુંપણ કહીશ. તમે પણ ગુસ્સે નહી લાવતા.

**કૈયોકીચક**—મગુડાની વેસવાળ થએલી ઓરત ધર્મસિંગ સાથે નસાડી તેમાં કેટલો હાથ બજાવ્યો ખરૂં કહેજો, ખોટું કહીશ તો તને જારોં માર્યાનો ફેરછે.

**કુટીલસેન**—ધર્મસાખે. ચારસો મહોર રતનસિંગ તરફેણમાં થઇને લીધી ને જ્યારે તે ઓરતને વહાંણમાં ચઢાવા ગયો ત્યાંરે રૂપીઆ નવસો ધર્મસિંગના બાપ પાસેથી કન્યાના દાગીના કરાવા સારૂ લીધા.

**કૈયોકીચક**—પછી તે કન્યાને દાગીના કરી આપ્યા?

**કુટીલસેન**—એ તો કોઇક દાહાડે થાશે.

**કૈયોકીચક**—ધર્મનો બાપ તારી પાસે હજી ઉઘરાણી કરેછે કે, મુકી દીધી?

**કુટીલસેન**—ઉઘરાણી મુકી દે તો ન્યાતમાં પણ આવે પરંતુ ઉઘરાણી કરે છે તેથી તો નાત બહાર રહ્યો છે.

**કૈયોકીચક**—નાત શું તારા સ્વાધીન છે?

**કુટીલસેન**—તમારા પ્રતાપથી જુના શેઠીયા તો સર્વે મારા હાથમાં છે. બાકી છ ભૈયા હજી કોઇ કોઇ વેળા મારા

સામે થાય છે. પણ તેમનું કારજ થાય ત્યારે હું પણ મારી કરી દેખાડું.

**કેચોકીચક**—મંદીરવાળાના ગ્રાસ વેચીને કેટલી ખાઇ ગયો છું! તેની ફરીયાદી તારા ઉપર ઉભી છે, ત્યાંતો હું જાલવણી કરી બેઠો છું નહી તો તુંને હમણાજ ડસકલાં પડે.

**કુટીલસેન**—એ તો પ્રતાપ બધોય તમારો છે.

**કેચોકીચક**—આમી ધોબીની કેટલી ખાઇ ગયો?

**કુટીલસેન**—(હાથ જોડીને) કાલાવાલા કરે છે; હવે એ વાતો મુકી ધો. તમે મોહોટા માણસ છો તેથી હું તમને કહીશ તો માઠું લાગસે. પોતે તો મહારાજની હવેલી અને વેરાઓને સાવ હજમ કરી ગયા.

**કેચોકીચક**—કરી દે તેની પુરવારી!

**કુટીલસેન**—હું પુરવારી કરવા નથી આવ્યો, મને તેડાવ્યો છે શા સારૂ તે કહો?

**કેચોકીચક**—તમને હાલ તેડવાની મતલબ એટલીજ છે કે એક પદ્મની નામનીં ખુબસુરત સ્ત્રી છે તેને આપણા હાથમાં લેવી.

**કુટીલસેન**—એતો આપણું કામ. એવું તો શોધતાજ ફરીયે છીએ, પણ સીપાઇ ચાર જોઇએ, જે વખત ફરવા નીકળે ત્યાંથીજ પકડી તમારા સ્વાધીન કરીયે.

**કેચોકીચક**—એ કાંઇ કેસિની નથી કે તું ગમે તેમ પકડી લાવીશ. એતો કુલીન ધરની સતી સ્ત્રી છે, તેથી એના સારૂં તો બીજી રીતે પ્રપંચ રચવો પડશે.

**કુટીલસેન**—ત્યારે તેમ, તમે જેમ કહો તેવી રીતે કરીયે.

**કૈચોકીચક**—તમે પદ્મનીનો સાંગ લઇ હું ફરવા નીકળું તે વખત ઘોડાની લગામ આવીને ઝાલો, અને કહો કે હું તમારી સાથે ઘણી ખુશીથી પુનર્લગ્ન કરવા આવી છું.

**કુટીલસેન**—ઠીક ત્યારે એમ કરીયે, એ વાતમાં તમારે મને વધારે શીખવવું પડે એમ નથી.

**કૈચોકીચક**—તે તો તમારો મને ભરૂંસો છે જાઓ ત્યારે ધોબણ પાસે પદ્મનીની તમામ હકીકતથી વાકેબ થાઓ.

**કુટીલસેન**—જાય છે.



## प्रवेश २ जो.

**સ્થળ**, પદ્મનીના પીયરનો પડોશ.

**કૈચોકીચક, મિથ્યા પદ્મની, પોપાબાઇ, સીપાઇઓ, અને તેના પડોશી.**

**મિથ્યાં પદ્મની**—(ઘુંઘટો તાણીને) તમારા પાછળ રખડતાં મને આજ કેટલા બધા દિવસો થયા પણ તમારા ધ્યાનમાં વાત આવતી નથી, માટે હવે તો હું આપઘાત કરી તમને હત્યા આપીશ.

**કૈચોકીચક**—અરે! આ તો મારા ભોગ મળ્યા. જ્યાં જાઊં ત્યાં આ રાંડ કર્મફુટી તો મારી પાછળ ભમ્યાજ કરે છે.

**મિથ્યા પદ્મની**—તમે ગમે તેમ ધારો, પણ હું તો મારા

મનથી, વચનથી, અને કર્મથી તમને ભર્તાર કરી ચુકી છું. તેથી હવે કદી પણ છોડનાર નથી.

**કૈયોકીચક**—જા, રાંડ! તું તો ધ્યાનમાં આવે તેમ ધારે પણ એ વાત તો કદી બનવાની નથી, કેમકે અમારામાં ધણી ગુજરી ગયા પછી બીજો ધણી કરવાનો પણ રીવાજ નથી તેમજ તારો ધણી પણ જીવતો છે વાસ્તે તું કહે છે તે વાત કેમ બને?

**મિથ્યા પદ્મની**—ધર્મશાસ્ત્ર પ્રમાણે વિદેશમાં ગયેલા પતિની ત્રણ વરસ સુધી રહા જોવી તે પછી મનમાં આવે તેવા બીજા પુરૂશને પતી કરવો એમ રીવાજ છે.

**પોપાબાઇ**—(છાતી અને માથુ કુટતી) હાય, હાય, દીકરી તેં તો ગજબ કર્યો, મારા માનખાને ધિઃકાર છે કે મેં તુંને જન્મ આપ્યો. દીકરી! તેં તો કુલને લાંછન લગાડયું. તું તો મારે પેટ ધીક ધીક તો અંગારો પડી. તને હું જન્મીને ગળી કાં ન પડી. (રડતી રડતી વિલાપ કરે છે.)

**મિથ્યા પદ્મની**—હાય, હાય, મા; તું આટાણે મારી દુશમન થઇને કેમ ઉભી છે. તું તો મારી મા પણ નથી, કોઈ પેલા ભવની વૈરીણી છું.

**પડોશી**—(આશ્ચર્ય પામીને પોતપોતામાં) પરમેશ્વર ન ભુલાવે તો આ પદ્મનીજ નથી, (સંભળાય તેમ) એ રાંડને પકડી એના કપડાં કાહાડી લ્યો. એ પદ્મની નથી હો!

**સર્વે મળીને**—(તાળીઓ) હા, હા. આ તો કૈયાકીચકે તરકટ કર્યું છે. ચાલો રાંડને પકડીયે. (ધસી જાય છે.)

**કૈયોકીચક**—(તલવાર કાહાડીને) ખબરદાર, અહીં કોઇએ આ બાઇડીની ઇજતપર હાથ નાખ્યો તો, તેનું માંથું છેટે ઉડાડી મૂકીશ.

**પડોશી**—(ધમકીથી પાછળ હઠીને) તાળીઓ; તરકટ, તરકટ, કૈયાકીચકનું તરકટ; (પોકારે છે.)

**કૈયોકીચક**—પ્રથમ તો મારો વિચાર એમ ન હતો પણ તમે સર્વે મને ખોટો પાડયો છે ત્યારે તો હું પણ મારો ટેક મુકવાનો નથી. તમારા દેખતાં એની સાથે પુનર્લગ્ન કરીશ. અને પછીથી જો જો તમારા હવાલ કેવા થાય છે? તેથી રાજીખુશીથી મને પદ્મની સોંપી દ્યો તો હું તમારી રાજમાં પણ વગસગ લગાડી આપીશ.

**પડોશી**—અમોને તમારી વગસગ જોઇતી નથી. જો હમારા નશીબમાં હશે તો કાલે હમારો ખાવીંદ તખ્તઉપર આવશે ત્યારે તમારી ખબર લેવડાવીશું ને જેવાં તમારાં કરતુકો છે તેવા હવાલ કરી તમને ગામમાંથી કહડાવીશું?

**કૈયોકીચક**—તમે સર્વે નર જાતી છો છતાં તમારી બુદ્ધિ હણાઇ ગઇ છે, તમે કેમ મારા પરાક્રમને ઓળખતા નથી? તમારી જ્ઞાનશક્તિ બેહેરી કેમ થઇ ગઇ છે? તમે જુઓ તો ખરા? હું એક પરદેશી માણસ તમારા મુલકમાં આવીને તમારો ધણી થઇ બેઠો છું. એવો હું પરાક્રમી છતાં તમે મારી સાથે હળીમળી કેમ નથી ચાલતા? અરે, હમણાં ને હમણાંજ તમોને કેદ કરીશ.

**પડોશી**—અમોને તમારી સાથે મળી જવું ગમતું નથી.

તમારાથી થાય તે સુખે કરો? ચાર દિવસ જે લખ્યું હશે તે ભોગવીશું હમારો પણ વખત આવી જશે!

**કૈયોકીચક**—તમારો વખત તો હવે આવી રહ્યો. હવે તો અહીં હું જેમ કહીશ તેમ થશે, અને મારા સાંમો થશે તેને ચટ કરી મુકીશ. (શીપાઇને બોલાવે છે.)

**શીપાઇ**—હાજર સાહેબ!

**કૈયોકીચક**—આ કોમના તમામ લોકોને ફોજદાર પાસે લઇ જઇ દંડ કરાવો.

**શીપાઇ**—જેવો હુકમ! સર્વેને લાકડીથી તગડી ફોજદારની કચેરીમાં લઇ જાય છે.



## प्रवेश २ जो.

**સ્થળ,** ફોજદારની કચેરી.

### ફોજદાર, શિરસ્તેદાર, કૈયોકીચક, મિથ્યા પક્ષની પોપાબાઇ, તેના પડોશી અને સીપાઇ.

**ફોજદાર**—(સીપાઇને) અરે છે કોઇ?

**સીપાઇ**—જી સાહેબ? હું છું.

**ફોજદાર**—જો તો ખરો બારણે ઘોંઘાટ કોણે મચાવ્યો છે?

**સીપાઇ**—(બારણે જઇ આવીને) સાહેબ? બારણે તો જાન આવી છે.

**ફોજદાર**—અલ્યા! જાન કેવી!

**જમાદાર**—એક ઓરત કૈયાકીચકના વાંસે લાગી છે અને તેને પોતાનો ધણી કરવા માગે છે, તેમ નહી કરવા દેનાર તેની મા તથા તેના પડોશીઓને કૈયોકીચક તથા તેના શીપાઇઓ પકડી લાવ્યા છે.

**ફોજદાર**—( આશ્ચર્ય પામીને ) (શીપાઇને) જા, જા, બેવકુફ ભાઇ આવી બારણે ઉભાછે તે મને ચેતવતા પણ નથી. (ઉઠીને બારણે સામે જાય છે)

**કૈયોકીચક**—(ફોજદારને જોઇને) આ તમામ માણુશોને કેદ કરો

**ફોજદાર**—( હકીકત સમજ્યા શીવાય) સર્વેને કેદ કરવાનો હુકમ જમાદારને આપે છે.

**કૈયોકીચક**—આ ઓરતનો ધણી ત્રણ વર્ષ ઉપરાંત પરદેશમાં ખોબરી રહ્યો છે. તે કારણથી પોતાની રાજી ખુસીથી મારી સાથે પુનર્લગ્ન કરવા માગે છે. તેમાં આ ત્રાહીત સખસો તોફાન મચાવી અટકાવ કરે છે. માટે હજી પણ એમને સમજાવો. જો ખુસીથી તેઓ પોતાની સંમતિ આપે તો છોડી મુકો. અને ના પાડે તો તેની સજા કરો ને અમોને પુનર્લગ્ન કરવાનો હુકમ આપો ?

**ફોજદાર**—જેવી આપની આજ્ઞા. કૃપા કરીને કચેરીમાં પધારો તો આ ઘડીએ ખુલાસો કરી આપું.

**કૈયોકીચક**—ના મારે તો રાજ કાજનું ઘણું કામ કરવાનું છે. માટે મારો જમાદાર તથા શીપાઇઓને બેસાડી જાઉછું તેને હમારા લાભમાં ખુલાસો કરી આપજો.

**ફોજદાર**—ધણુશાફ ! અમે આપના લાભમાં ખુલાસો ન લખી આપીએ તો પછી ખાઇએ શું ? આપની મહેરબાની છે તોજ ટુકો રોટલો અમને રાજમાંથી મળે છે. કદાપી આપની કુમેહરબાની થાય તો ભુખે મરી જાઇએ. કહું છે કે અન્નદાતા તેજ માતાપીતા. માટે હમારા સારા દિવસો તમારાથીજ છે. ( એમ કહી વળાવા જાય છે. )

**કૈયોકીચક**—( ફોજદારને ) જ્યાં સુધી એ લોકો માને ત્યાં સુધી બીગાડ ન કરવો.

**ફોજદાર**—એમ તો કરીશ. પણ નહી માને તો તુરંગમાં પડ્યા સડશે તેનો પતો પણ નહી લાગે.

**કૈયોકીચક**—( સલામકરી ) જાય છે.

**ફોજદાર**—( મનમાં ) તારૂં ખાતુ ખરાબ થાય સાળા મુલકને અનીતીની ઘાંણીમાં પીલ્યા છે.

**પડોશી**—( કેદીઓ ) હમારો કોઇ આરો આવશે ?

**ફોજદાર**—તમે કૈયાકીચકની અરજીનો શો જબાપ આપો છો !

**સર્વેમળી**—હમારો જબાપ એમ છે કે એ પદ્મની નથી પણ ખોટું તરકટ રચ્યું છે.

**ફોજદાર**—તમે વાળ્યા નહી વળો હાર્યા વળશો. આપણે પ્રત્યક્ષ સમજીએ છીએ કે રાજની લગામ એનાજ હાથમાં છે. તો પછે એને રાજાજ સમજો. મુર્ખાઓ ! વીચાર તો કરો કે એનાથી વૈર કરીને કોણે શાર કહાડ્યો છે એની બધી અનીતી તમામ મુલક સમજે છે. તેવું છતાં પણ તેઓ સહન કરે છે. તેની સાથે વૈર બાંધી તમે કેહેવો ફાયદો કહાડશો ? હા કેહે તો હા બજાઓ અને દીવશે તારા

દેખાય છે તો હા સાહેબ એમ કહો. તોજ આ મુલકમાં સુખી થાશો, જો તમે નીતી ધર્મને વળગી રહેશો તો ભુંડા હાલ થાશે. કારણ કે આ યુગ એવોજ મંડાયો છે.

**સર્વેમળી**—ભલે હમારા ભુંડા હાલ થાય તો શું થઉ નીતીવાન મનુષ્યો નીતીના રસ્તા ઉપરથી એક પગ પણ આઘો ખસેડતા નથી કહ્યું છે કે.

## वसंततिलकाछंद.

निंदंतु नीति निपुणा यदि वा स्तुन्वंतु ॥
लक्ष्मी समा विशतु गच्छतु वा यथेष्टम् ॥
यदैव वा मरण मस्तु युगांतरे वा ॥
न्याय्यात्पथः प्रचलयंति पदं न धीरा ॥

## અર્થ.

નીતિમાં ડાહ્યા માણુસ અમે તો નિંદા કરો અથવા સ્તુતિ કરો. લક્ષ્મી પ્રાપ્ત થાઓ, અથવા જતી રહો. આજ મરણ હો અથવા કાલાંતરે હો પરંતુ ધૈર્યવાન મનુષ્યો ન્યાય• રીતીથી એક પગલું પણ ખસતા નથી.

**ફોજદાર**—(ગુસ્સો કરીને) ઠીક, તમોને ભાસે તે ખરૂં, એમ કહી. (શીરસ્તેદારને ખુલાસો લખવા હુકમ કરેછે.)

**સીરસ્તેદાર**—(લખે છે) કામની કેફીયત જોતાં પદ્માનીનો ધણી કોટીધ્વજ છે. પરંતુ તે ધણી પરદેશમાં તરણ વરશ થયા ખોભરી રહેવાથી પદ્માની કૈયાકીચક સાથે પુનર્લગ્ન કરવા માગે છે માટે

## અભિપ્રાય.

પદ્મનીની મા તથા તેના પડોશી જે તકરાર લેછે તે ચાલે નહી, કારણ ચાલતા ધોરણ મુજબ તેના પરણેલા ધણી શીવાય બીજાથી એ બાબતની તકરાર લઇ સકાય નહી.

## દાખલો.

પ્રથમ એક સારસ્વત અમલદાર સાથે પોકરણીની લાગણી થઇ તે બાબતમાં તેના સગાંવાલાંએ દીવાનજી પાસે ફીરીયાદી કરતાં તેમનીં ફીરીયાદ ચાલી નહી. કેમકે દીવાનજીએ ફરમાવ્યું કે કાયદેસર તેવણને પરણતલ ધણી શીવાય બીજાની ફીરીયાદ ચાલે નહી.　　માટે

## ઠરાવ.

પદ્મની પોતાની ખુસીથી કૈયાકીચક સાથે પુનર્લગ્ન કરે તેમાં કોઇનો અટકાવ ચાલે નહી. અને જે શખસોયે ખોટું હુલડ મચાવી પદ્મનીની ઇજત ઉપર હાથ નાંખ્યો તેથી હુલડખોર લોકોને દરએકને મહોર ૨૦૦ નો દંડ કરવો.

**ફોજદારની સહી.**



## પ્રવેશ ૪ થો.

**સ્થળ,** પુનર્લગ્નનો મંડપ.

**કચોકીચક, મીથ્યા પદ્મની, ગોર, અને શીપાઇઓ.**

**ગોર**—( પ્રવેશ કરીને ) તાકીદ કરો સારૂં ચોઘડીઉં જાયછે !

**કચોકીચક**—પચાશ મણ પેંડા, પચાશ મણ સાટા, અને પચાશ મણ પતાસા, મંગાવી લીધા છે.

**ગોર**—એટલા બધા શું કરશો ?

**કૈયોકીચક**—પુનર્લગ્નનું પેહેલવેલું શુભ મૂહુર્ત કરવું છે; માટે સાજા ગામમાં વાંટવા પડશે.

**ગોર**—( મનમાં ) બધાય મને આપે તો ઠીક ગામમાં વાટશે તે તો પાણીમાં છુટી પડશે, અને ઉલટી મશકરી થાશે.

**રંગલો**—થાવાદેને ભવાઇ, તારા બાપનું શું જાય છે.

**ગોર**—ઠીક છે ત્યારે ધણીની ખુસી કન્યાને બેહેડું આપો તો પાણી ભરી આવે.

**મીથ્યા પદ્મણી**—જેવી ગોરની આજ્ઞા. ( પાણીનું બેહેડું લઇને ભરવા જાય છે ) ( ભરી આવી )

**ગોર**—( કૈયાકીચકને ) આ બેહેડું તમે ઉતારી લ્યો.

**કૈયોકીચક**—( બેહેડું ઉતારી લે છે. )

**ગોર**—( બંનેનાં માથાં ભુટકાવી ) અંતઃપુરમાં જાવાની આજ્ઞા આપી ભાષણ કરે છે,

પરમેશ્વરે સ્ત્રી અને પુરૂષનું જોડું બનાવ્યું છે તેવું છતાં કેટલાક લોકો પરણેલી સ્ત્રીને નાની વયમાં મુકીને પરદેશમાં જઇ ઘણા વરષ સુધી રોકાઇ રહે છે તેઓને ધિક્કાર છે, તેમજ પુનર્લગ્ન કરવાના રીવાજમાં અડચણો કરનારને અને બાળલગ્ન કરવા સંબંધી રીવાજને ટેકો આપનારને પણ ધિક્કાર છે, જંગબારી હીંદુભાઇઓ જે પોતાની નાની વયની અબલાઓને એકલી રઝળતી મુકી ઘણા વર્ષ સુધી વ્યવહાર સુન્ય થઇ બેશી રહે છે તેને

પણ ધિક્કાર છે. કારણ કે તેઓ સમજતા નથી કે મનુષ્યની આયુષ્ય કેટલી છે; તેમાં વિઘ્નો કેટલાં છે. અને તેમાં જુવાનીના દીવશો કેટલા છે? જેથી શું કરવું.

## રાગ પરજ.

(ભાઇઓ જેની ભારજા ભુંડીરે તેને પીડા અંતરે ઊંડી રે)

એ ઢાળ.

સુણો ભાઇ સૌ જંજબારીરે કમાણી ધૂળ તમારીરે, ટેક.
ધુલ કમાણીને ઝેર સમાણી, અધમ એધાણી જાણ,
વાલા સગાંથી નાખો વછોડા પરણીતણા લ્યો પ્રાણ, સુણો ભાઇ; ૧
પંદર વર્ષે પ્રદેશ પધારો, ને વીશે થાઓ હુંશીઆર
ત્રીશપાંત્રીશ નિવિઘ્ને વીતે, ત્યારે ચાલીશે જામે વેપાર, સુણો ૨
અગ્નીહોત્ર ૧ તમે અનેક કીધા, ને સેવ્યા સાલીગરામ, ૨
દાણો વસાણો સાફ કરો, સહુ ઘર ધંધાના કામ, સુણો, ૩
નીખારૂં કોરો કનેકી કિતાંબી, ને રૂમાલ ભાંત હજાર,
છિંટ વીલાતી કિસ્વો મસ્કતી કચ્છી માલ વેપાર સુણો. ૪
*બફતા સાટીની કનેકી મિખુમી ને લેશો નમુના અલફ
છિંટિ વિલાયતિ કિસ્વા મસ્કતી, કચ્છિ બિધાવે તજબ.•સુણો. ૫
ધાણા મીરી મરચાં શુંઠ હલદર, સાકર ખાંડ ઘી ગોળ,
એલચિ જાયફળ અને કેસર, ભાંગ કસુંબો ચોળ. સુણો. ૬
*પીલી પીલી ટંગાવેજી મંજાનું સુકારિ સમૂલિ ધુળુ,
ઇલકિ કુંગુમાંગા જાફરાનિ બંગી કંસુંબા દાવા મખુળુ. સુણો. ૭

---

૧ રસોઇ. ૨ પાણીના ઘડા. * એ ચાર તુક જંગબારી ભાશાની છે તેનું અર્થ તે દરેકની ઉપલી તુક મુજબ શમજયો.

એક ટાણું રાધોં ને બે ટાણાં ખાઓ ને ત્રણ ટાંણાં દરીએ જાઓ,
આરોગ્ય કાયા તો કેનીક દારે, ઘણાખરા રોગી થાઓ. સુણો. ૮
*મરામોજા પીકા મંરા ભીલિ કુલા, મરા ઠાઠ નેઢા ફાની,
મુન્યેવે આરીયા વાઠુ કિડોગો, મીગી હવેજીગાની સુણો. ૯
ગોલાની બોલી ને ઘેરમાં ગોલી, કાળી કોયલ સાર,
માથે મુંડીને હાથે હુંઠી, કાનફાટી વિકરાળ. સુણો. ૧૦
*મનેનું મઠુમાં જુંભાની જકાજી, મૌસી કાના ઢેગે,
ફીચવા ઉન્યોવા મકોનુ મઠુપુ, શિકિયો ટુબોવા મુન્યેવે. સુણો ૧૧
પચ્ચાશ વર્ષનો વર રાજા થાએ, તે વરવા આવે દેશમાંય,
આઠ વર્ષની કન્યા વરે, તેથી જન્મારો એનનો જાય. સુણો. ૧૨
દશ બાર વર્ષે કોય વિરલો વરેને. નીશે વરે સહુ જાણ,
કેટલા તો વરે કાગળે બેશી, તેની મંડાયે કાણ. સુણો. ૧૩
જંજબારી આવ્યાને હરખે વધાવ્યા, હદીયા વેરાવ્યા સાર,
રાળ રૂપૈયા પોતી ચટાઇ, સીંગ શ્રીફળ ને જાર. સુણો. ૧૪
રાળ મટાવ્યા ને સોના સટાવ્યા, સારી ઘડાવી સાય,
સોની ઝવેરીને જડિયા તેડાવ્યા, માણુક મોતી લેવાય. સુણો. ૧૫
ઉઘાડા પગને ઉજડા બગ ને પાઘડીમાં મણભાર,
કોટે સાંકળિઓ ખભે પાંભલીઓ, કડીયાની લાંબી ચાળ. સુણો ૧૬
બ્રાહ્મણિયો આવે ને માગાં લઇ આવે, જન્મ પત્ર લઇ જાય,
ઉમર આરોગ્યતા કોઇ ન જુએ સહુ જુએ કંઠીયાની સાય સુ. ૧૭
ઉમર સાજીની સર્વે કમાણી, ને ગરવખરી હોમાય,
અજા ગરસો ગિરવી મુકે પણ, કંઠીઓ તો ન બરાય. ૧૮
માસી મામી ને નાની લુંટી, ફુઇ ફુઇતી લુંટી ફઇ,
બન ભોજાઇઓને બોખી કરી, તોય સાય ન પુરી થઇ, સુણો. ૧૯

ઉછીના લાવ્યા ને વીવા બનાવ્યા, માનુની મંગળ ગાય,
લેણદારો જ્યારે લેવા આવે ત્યારે પગ રસ્તે વહી જાય. સુણો. ૨૦
સાઠ વરશનો નાવલીઓને, નવ વરશની નાર,
પરણી પ્રેમદા પિયરે પોહોચાડી, ભાઇ ચાલ્યા જંજબહાર સુ. ૨૧
ખિલતિ કળિ જેમ માળીન વીણે, તે ફેકટ સુકાઇ જાય,
પરણાવીના તેની પ્રેમલ નુંતન, સોસથકી સુકાય. સુણો. ૨૨
રૂમઝુમ રૂમઝુમ મેઉલા વરશે, જોબન લહેરે જાય,
પરણ્યો વશે પરદેશમાં તેના, સુરડળા ફળ ખાય. સુણો. ૨૩
સુકે પડી જેમ માછલી, તરફડી તરફડીને મરી જાય,
પરણ્યાવિના તેની પ્યારી પલંગપર તેમ તરફડિયાં ખાય. સુણો.૨૪
પાણીવિના જેમ ધૂપ પડ્યાથી, વાડીની વેલો સુકાય,
ભરજો બનમાં ભામની નુંતન, તેમ એકલું સુકાય. સુણો- ૨૫



## પ્રવેશ ૬ મો.

સ્થળ, પદ્મનીના ઘેરનો માળ.

### પદ્મની, જીવરાજ, કેચોકીચક, અને પદ્મનીનાં પડોશી.

**પદ્મની**—(ઊંડો નિશ્વાસ નાખીને) આજ કેટલા દિવસો થયા પણ સ્વામીનાથનો પત્ર કોઇ આવ્યો નહી. અરે! મારો ભાઇ જીવરાજ જેને મારાવિના એક ઘડી પણ ચાલે નહી તેપણ બારણે રોકાઇ ગયો, તેમજ ધોબણ દરરોજ મારાં

કપડાં ધોવાને લઇ જતી હતી તેપણ દેખાતી નથી, મારી સગી વહાલીઓ પણ કોઇ મારી પાસે આવતી નથી, મારી બેન અને કસ્તુરને પણ શું ? મને અનાથ અને ગાંડી સમજી ગુસ્સો આવી ગયો હશે ! જેથી તેઓએ પણ મારા પાશે આવવાનું મોકુફ કીધું હશે. હું તો એકલી અહી મુજાઇ મરવાની છું. ઘરનું કાંઇ કામ કાજ મને સુજતું નથી. શોસ ફીકરમાં હમેશા જીવ બળ્યા કરે છે.

**ડોશી**—બેન ! આખો દાહાડો ને રાત જીવને સંતાપ કરીયે નહી. કાંઇ પરમેશ્વરના નામમાં ચિત્ત દઇએ, નીચે જુઓ તો બારણું કોણે ઉઘાડયું.

**પદ્મની**—( જરોખામાંથી નીચે જોઇને ) ભાઇ તારી શો કરોડ વરશની આયુષ્ય થાઓ, તું ભલે આવ્યો. ( ડોશીને ) આ ભાઇ જીવરાજ આવી ચુકયો.

**ડોશી**—( જીવરાજને ગળાસાથે લગાડીને ) દીકરા ? તું ભલે આવ્યો. આ તારી બેન તારાવિના સાવ બેભાન થઇ ગઇ છે. હમણાં પણ તારૂં ચિંત્વન કરતી હતી. આટલા દહાડા ક્યાં રોકાઇ રહ્યો ?

**જીવરાજ**—( ઘણો શરમાંકીત થઇને ) માડી ! રોકાવવાની વાત તમે મને પુછતાં નહી. જો મારૂં ચાલતું હોય તો કૈયાકીચકને જે મારાથી થાય તે કરી નાખુ.

**ડોશી**—( ગભરાઇને ) દીકરા ! તેનું કારણ શું ?

**જીવરાજ**—( આંખોમાંથી આંસુ પાડતો ત્હૃદયથી ડસકાં ખાતો) માડી ! એ પાપીની વાત તમે પુછશો નહી. એનાં કૃત્યો

દુર્યોધન, દુષ્યાસન, અને રાવણ વીગેરે અધર્મીઓ કરતાં પણ વધારે નિર્દય છે. માટે આપણા ઘરમાં બે મોઢાની પીસ્તોલ છે તે આપો તો એનું કામ કરી નાંખું.

**પદ્મની**—( જીવરાજને છાતીમાં લગાડી થંડો પાડી ) પુછે છે. ભાઇ ! વાત શી છે તે તો કહે ? તે પછી પીસ્તોલ લેવા જજે.

**જીવરાજ** બેન ! મને એ વાત તું પુછીશ નહી વાત કરતાં મારી જીભ કપાઇ પડે અને છાતી ફાટી જાય, એ વાત મારે મોઢેથી થઇ સકે તેવી નથી. ( એમ કહી જોશથી પીસ્તોલ ઉપાડવા જાય છે. )

**પદ્મની**—(મરમની વાત સમજી આંશુ ખેગરતી.)

**ડોશી**—( જીવરાજને સેતાંન ભરાયલું જોઇ તેના બે હાથ પકડીને ) તને મા'રા સમ છે. જો પીસ્તોલ ઉપાડીછે તો પદ્મનીના સમ છે. માટે જે કાંઇ હોય તે મારા પાસે વાત કર.

**જીવરાજ**—( પોતાનું માથુ બે હાથથી કુટે છે ) અરે ! મારે મોઢેથી વાત કેમ થાય.

**ડોશી**—આ તા'રી બેન પદ્મની અહીથી ખસી જાય છે. મારી પાસે વાત કર. ( પદ્મનીને સાનમાં ખસી જવા સમજાવ્યું)

**પદ્મની**—(એક ઓરડામાં સંતાઇ સર્વે વાત સાંભળ્યા કરે છે. )

**જીવરાજ**—(જીણા સ્વરથી) બહારની બનેલી સર્વે હકીકત ડોશીને સમજાવે છે.

**પદ્મની**—( સર્વે હકીકત સાંભળી ) એકદમ પડી ગઇ.

**ડોશી**—( જીવરાજ ! ) આ પદ્મણીની તો જો કેવી દિશા થઈ પડી છે.

## લલીત છંદ.

વિગત સાંભળી વે'મમાં પડી,
મુખ પુકારતી હાય માવડી;
થરર ધ્રુજતી ધીર ના રહી,
અરર પદ્મની હાથથી ગઇ. ૧
જુગતિથી નરે' ઝાલિ હાથમાં;
બથવિ રાખતાં રે' ન બાથમાં;
ભમરિ ખાઇને ભૂતળે ઢળી,
અરર પદ્મની હાથથી ગઇ. ૨
મુખથી ફીણના ઘોટ નીસરે,
જલનિ* માછલી જેમ તરફડે;
વન વિછૂટિ તે જેવિ મૃઘલી,
અરર પદ્મની હાથથી ગઇ. ૩
સકલ અંગ તો શુસ્ત થઇ ગયું,
મઘ લલાટમાં સ્વાસ જૈ રહ્યું;
સુધ શરીરની તો જરા ન રૈ',
અરર પદ્મની હાથથી ગઇ. ૪
જરિક ઝાલિરે' વાલિ મારિ તું,
તુઘણું જીવજે હું ભલે મરૂં;
વચન એક તો બોલ સુંદરી,
અરર પદ્મની હાથથી ગઇ. ૫
ધિરજ ધર જરા થા ન ગાભરી,

---

* જેમ જલવિના માછલી તરફડે તેમ.

પટ સંભાળમા ઓઢ ઓઢણી;
વિપત તારિ માં હું દુખી થઈ,
અરર પદ્મની હાથથી ગઇ. ૬
હતિ અમાન તું પ્રાણનાથની;
જીરવિના શકી હું અભાગણી,
કરમફૂટ હું કાં મરી નહી,
અરર પદ્મની હાથથી ગઇ. ૭
જગતનો પતી જો દયા કરે,
તરત તો તને સુધ બુધિ વરે;
સત સતીતણું રાખ શ્રીહરી,
અરર પદ્મની હાથથી ગઈ. ૮

મારી પ્રાણની આધાર દીકરી! ઓચિંતુ તુને આ શું થઇ આવ્યું? એવા કુતરાના ભસવાથી તું જેવી શીળવાન દીકરીને શું લાછન લાગવાનું છે. સુરજના સામે થુંક ઉડારનાર નેજ મોડે પડે છે, તારો એક વાળ પણ વાંકો થવાનો નથી ઉઠ, ઉભી થા, થોડાજ દીવસમાં તારા સ્વામીને તેડાવી લઇશ, (તે) કૈયાકીચકના કુકર્મોની વાત સર્વે રાજાને સંભળાવશે માટે ફીકર કરતી નહી, તારા પડી રહેવાથી આ તારો ભાઇ જીવરાજ તારા પગ પાસે પડયો રડે છે, તેને હું કેવી રીતે સમજાવીશ? ઉઠ તે કેટલાક દાહાડાનો ભુખ્યો છે, તારા પડી રહેવાથી કેવી રીતે ભોજન કરશે? તુને આવી શોકાતુર જોઇ તારા પાંજરામાં પડેલી લાલ ઇંગલોક જેવી અને લીલી પાખવાળી મીનાઓ સોર બકોર કરી રહીયો છે, આ તારો સાત ભુમી-

નો માળ જેમાં તરહવાર ફરનીચર અને મનને રંજન કરે એવાં ચિત્ર વિચિત્ર ખિલોણાં તે મને કડવાં ઝેર જેવાં થઇ પડયાં છે, તારો ભણેલ ગણેલ પોપટ તારા સ્વામી પાસે તારો કાગળ લઇ ગયો છે. તે હમણાં તારા સ્વામીનો કાગળ લઇ આવશે, તેને હું તારા વીષે શું જબાપ આપીશ? દીકરા! તુને આવી દુ:ખમાં જોઇ તારો પોપટ પાંખ ફફડાવી મરી જશે. તારાં બગલાના જેવાં પાળેલાં શશલાં તારા પગની તળીઓ ચાટે છે, દીકરા! તારા સુંદર બાગમાં તારે હાથે તેં મોગરા, ગુલાબ અને તુલશીના રોપો રોપ્યા છે તેની કોણ સંભાળ લેશે? તારી મા, બેન અને બેન પણીઓ આવી પુછશે તેને હું જબાપ શો આપીશ? જેમ સતી સીતા અને દ્રૌપદી આદિને પરમેશ્વરે મોહોટા મોહોટા શંકટોમાંથી ઉગારીને સત્ય રાખ્યું તેમ તારૂં શીળ, સત્યપણુ તેજ રાખશે, (એમ કહી થોડું ગુલાબનું પાણી તેના મોઢા ઉપર છાંટે છે.)

**પદ્મની**—(જરા આંખો ઉઘાડી મોહોટો નિશ્વાસ નાખી પાશું ફેરાવી ફરી આંખો ઢાંકી મુકે છે.)

**ડોશી**—(હર્ષમાં આવીને) (પદ્મનીના કાનમાં) કૈયાકીચક ને રાજાએ દેશવટો દીધો.

**પદ્મની**—(સુધીમાં આવીને) મારા સમ?

**ડોશી**—હા, હા, ના માને તો પુછ જીવરાજને,

**પદ્મની**—(જીવરાજને) મારા વહાલા ભાઇ? સાચી વાત કરને,

**જીવરાજ**—સાજા ગામમાં ચરચા થઇ રહી છે, કે થોડા દિવસમાં તેને કલી કોટો દેશે.

**પદ્મની**—લાખ ગાયોને કસાઇના હાથમાંથી છોડાવે એવું રાજાને પુણ્ય થાય, અને ક્રોડ વરશની એની આયુષ્ય થાય; જો એને કહાડે તો.

**જીવરાજ**—તે વખત હવે ઘણો ઢુંકડો આવ્યો છે. પાપનો ઘડો પોતાની મેળે ભરાઇ રહ્યો છે, અને મહારાજા પણ સર્વે વાતો નજરે જુએ છે, તે સું નહી સમજતા હોય? રાજા તો મહા ચતુર છે.

**પદ્મની**—અરે! મહારાજા શું કહાડી મુકશે? એને તો એના કૃત્ય પોતાની મેળે લઇ જશેજ, પણ હાલ મારૂ શીળ સત્ય રહેવું ઘણુંજ મુશકેલ છે, કદી મારા ઉપર તે હુમલો કરે તો મારે તેજ વખત મરવા શિવાય છુટકો નથી, માટે (ડોશીને) તેથી હમણાંજ મરી પુળો દઇએ તો ઠીક, એક બે ત્રણ ભારા લાકડાના નીચે ખડક અને ઉપર થોડું ઘાસ મુક એટલે હું તેના ઉપર બેશું ને તું દીવાશળી લગાડ.

**ડોશી**—તારાં મોંમાં ફાડ માર. બળી મરે તારા દુશમન. એવું અંધેર તો ઉદેપુરના રાણાના પ્રગણામાં ચાલે છે, કે જ્યાં જુલમાત ભરેલા કારોબારના દુઃખથી જીવતી બ્રાહ્મણીયો બળી મુઇ, અને દયાનંદ જેવો વિદ્વાન ભાગી ગયો. આપણા મહારાજાના રાજ્યમાં હજી એવું અંધેર નથી, દીકરી, તું લગાર ફીકર રાખતી નહી, અને બળી મરવાનો વખત આવશે તોપણ તું એકલી નહી બળે, તારા સાથે તારા દુશમન, હું વખત પડશે તો બધાએ બલીશું એમ સમજજે.

**પદ્મની**—( મનને શાંત કરી ) માડી, તેં ઇલાજ તો બહુ સારો સોધ્યો છે, આવે તો દોનામેટથી* જગો સાજી ઉડાવી દેજે.

**નેપથ્યમાં**—પદ્મની કયાં ગઇ? પ્રથમ મારી સાથે પુનર્લગ્ન કીધા ને હવે સંતાઇ બેઠી નીકળ બહાર, ( ધબધબ શીડી ઉપર ચઢી આવે છે. )

**પદ્મની**—( હાય મુઇ ) થરથર ધ્રુજતી એક ઓરડામાં સંતાઇ જાય છે. )

**ડોશી**—( અતિશય શાંત થઇ હશતુ મુખ કરીને ) આવો બાઇ, આજ તો બેન ઉપર મ્હોટી મેહેરબાની કરી, ધન્ય ભાગ્ય હમારાં, ભલે પધાર્યા, ( ખુરસી આપી બેસવાનું કહે છે ) હમારા જેવું કામ કાજ ફરમાવો.

**કેચોકીચક** ( લજવાતો છતો ) મારી પદ્મની પાછી દેખાઇ નહી, માટે હવે મોકલી દ્યો.

**ડોશી**—હા, ભલે તેડવા આવ્યા, હું તો તમારી વાતો સાંભળીને બહુજ ખુશી થઇ, એતો રાંધેલું અનાજ છે, ખાટવા તેનો ખાવું સહેજ છે. તમે તો બહાર એટલી તસ્દી અમસ્તી લીધી, મને કેહેવડાવ્યું હોત તો કંઇપણ પરિશ્રમ ન લેવો પડત.

**કેચોકીચક**—( ખડખડ હશીને ) ત્યારે તો આપણે મોહોટી ભુલ ખાધી, માશી, તમારી મને આવી ખબર હોત તો આમ ના કરત (એક મુઠી શોના મહોરની ગજવામાંથી કહાડી ડોશીને આપી ) પદ્મનીને બોલાવી લ્યો.

**ડોશી**—આટલી વાર તો તમારૂંજ રટણ કરતી હતી; પણ

---

* દોનામેટ એટલે સફેત દારૂ જેવી વિલાતી દવા થાય છે.

હમણાંજ બહાર બેઠી તે ચાર દાહાડા પછી આવશે, ત્યારે તમારી છે પણ મને તો ફીકર તે લાગી છે કે આ કામ થવાથી તમારાથી તથા પન્નીથી કાંઇ અહીં બેસાસે નહીં ને બહાર નીકળી જવું પડશે, માટે ઘરમાં અમૂલ્ય જરીયાનના ખજાના ભરેલા છે ને અગણિત રોકડ છે તેનું કેમ કરવું ? મુકી દેવું પણ પાલવે નહી.

**કેચોકીચક**—ત્યારે તે બધું સાથે લઈ ચાલીયે.

**ડોશી**—ઉપડે પણ કેમ ?

**કેચોકીચક**—હું તમને રાતના ગાડી મોકલાવું, તેમાં બધું ભરીને મોકલાવો તો સાચવી રાખીશ.

**ડોશી**—રાતના તો અહીયાં ચોકી પોરાનો બંદોબસ્ત મજબુતછે.

**કેચોકીચક**—તે વાતની તમારે લગાર ચિંતા કરવી નહી. ચોકીવાળા, ફોજદાર, ન્યાયાધીશ, વહીવટદાર, સિરસ્તેદાર, ખાનગી ખાતાવાળા, કીલીદારોથી તે છેવટ દીવાનજી પર્યન્ત મારાજ બેસાડ્યા બેસે અને ઉઠાડ્યા ઉઠે, મારા કહ્યાથી ઉલટા જાય તો તેના બાર વગાડી દેઉ.

**ડોશી**—ઠીક છે ત્યારે ભલે મોકલાવજો. પણ તમોને અહીં આવતાં કોઇએ જોયા તો નથી ?

**કેચોકીચક**—જોયો હશે તો શું થયું ? મને કોઇની પરવા છે ?

**ડોશી**—(આંગળી દેખાડીને) રખે એમ સમજતા હો, વાણીયાનો પાડોશ છે, એ તો મારી નાખે.

**નેપથ્યમાં** ધોળે દહાડે કેચોકીચક અહીયાં કેમ આવ્યો છે ? બહાર કહાડો, પકડો, પકડો, મારો, મારો.

**કેચોકીચક**—(ભયભીત થઇને) હાય માર્યા, આ તે શું! (ડોશીને પગે પડે છે,) મને બચાવ.

**ડોશી**—હું તો તમને પ્રથમથીજ કહેતી હતી, જે આ પડોશી ખરાબ છે, હવે તમારાં કપડાં ઉતારીને મારો આ સાડલો પેહેરો, અને શેતખાનામાં સંતાઇ જાઓ.

**કેચોકીચક**—બહુજ મેહેરબાની કીધી, (ડોસીનો સાડલો પેહેરીને સંતાઇ જાય છે.)

**વિદુષક**—(સામો આવીને) વાહ, વાહ, તમારી કદરતો બરોબર થઇ.

**ડોશી**—(જીવરાજને) જોયું, આ મારૂ પ્રાક્રમ કેવા હાલ કીધા.

**જીવરાજ**—(ખુશી થઇને) બસ હવે હું બહુ રાજી થયો જેવો હતો તેવોજ થયો.

**પદ્મની**—(વિજલીના સડાકા જેવી ઓરડામાંથી બહાર નીકળી ડોશીના ગળામાં બાઝી પડી ખુશી થઇને) માડી બહુ સારૂ થયું.

**ડોશી**—દીકરી સતીનું સત્ય પરમ કૃપાળુ ઇશ્વર રાખનાર છે, (જીંવરાજને) જા દીકરા તું કોટીધ્વજ શેઠને જઇને તાર કરાવ અને તેમાં લખજે કે બેઠા હો તો ઉભા થજો અને ઉભા હો તો ચાલતા થજો, પાણીનો કોગળો અહીં આવી પીજો.

**જીવરાજ**—જેવી આજ્ઞા, ઠીક છે ત્યારે જાઊં છું. (જાય છે.)



# अंक ३ जो.

## प्रवेश १ लो.

**સ્થળ,** પ્રદેશમાં નગરશેઠના ઘરનું દીવાનખાનું.

**પાંચ સાત શેઠીયા, કોટીધ્રુજ, સીપાઇ, પાછળથી ગોભેખ તથા તારવાળો.**

**કોટીદ્રુજ**—(પ્રવેશ કરીને) જેગોપાળ ભાઇઓ.

**શેઠીઆ**—જેગોપાળ બા, જેગોપાળ આવો આવો, શી ખબર છે હતો કોઇ દેશનું કાગળ પત્ર.

**કોટીદ્રુજ**—આમ તો દરરોજ ઘેરનો કાગળ હોય પણ હમણાં પાંચ સાત દિવસ થયાં કાગળ પત્ર મુદલ નથી તેથી મન બહુ ઉદાસ રહે છે; ઊંઘ આવતી નથી, ખોરાક પણ ભાવતો નથી અને રાત્રે ખોટાં સ્વપ્નાં આવે છે.

**નગરશેઠ**—શું ખોટાં સ્વપ્નાં આવે છે?

**કોટીદ્રુજ**—બા, સ્વપ્નનો કાંઇ મેળ છે. કેહેવાય તેવાં પણ નહી એબ જેવાં સ્વપ્નાં.

**શેઠ**—અહીં આપણા મિત્રમંડળ શિવાય બીજો કોઇ નથી તમે કહો તો બધાને ઉઠાડી મુકીયે.

**કોટીદ્રુજ**—ના, ના, એવું કાંઇ પણ કારણ નથી. એતો આળ પંપાળ છે. એવું સ્વપ્ન થયું કે મારી સ્ત્રી પદ્મનીને જાણે કુટીલસેન રાજાની વેહેલમાં બેસાડી સાથે બે માણસો લઇ રાજાના ગામ ભણી લઇ જતાં મેં જોયા તેથી તેણે મને માર માર્યો,—એવું સ્વપ્ન થયું.

**નગરશેઠ**—બસ, બસ, વાત મળી આવી, એ સ્વપ્ન તમારૂં ખરૂં છે, પણ એ તમારૂં નહી, એતો ગૌભેખનું છે, માટે તમારે એ વાતનો શોક કરવો નહી, કદી તમારે એ વિષેની ખાત્રી કરવી હોય તો તે ગૌભેખને તેડાવી લઇએ, સુખે પુછીને ખાત્રી કરો.

**કોટીદ્રુજ**—હા, હા, ભલે તેને તેડાવી લ્યો, પુછીયે તો ખરા.

**નગરશેઠ**—( સીપાઇને બોલાવીને ) જા ગૌભેખને બોલાવી લાવ.

**સીપાઇ**—ગૌભેખ કયો ?

**નગરશેઠ**—જેની બાયડી કૈયાકીચકે ઝોંટી લીધી છે તે.

**સીપાઇ**—હા, હમણાં જેને કૈયાકીચકનો મિત્ર કુટીલસેન રાખી બેઠો છે તે કે ?

**નગરશેઠ**-(સર્વે હશીને) હા, તેજ. દરરોજ અહીં નથી આવતો.

**સીપાઇ**—હા, સાહેબ ! ઓળખ્યો ( જઇને તેડી લાવેછે. )

**ગૌભેખ**—( હાથ જોડીને ) જેગોપાળ ભાઇઓ.

**સર્વે મળી**—જેગોપાળ ! જેગોપાળ ! આવો, બેસો, ( ખુરસી આપી બેસાડે છે.

**નગરશેઠ**—આ કોટીદ્રુજ શેઠ દેશ જવાના છે. તેને જે સમાચાર તમારે દેવાના હોય તે દ્યોતો. રાજાને સમજાવી તમારા વાસ્તે બંદોબસ્ત કરશે.

**ગૌભેખ**—મને બીજા શેઠીયાયે પણ તેડાવીને પુછ્યું હતું પણ મારાથી કાંઇ વાત થઇ નહી, અને અહીં પણ વાત થઇ સકે તેમ નથી, કારણ કે એવી વાતનું સ્મર્ણ થતાં હ્દય ભરાઇ આવે છે. માટે તમને બધી ખબર છે તેથી

તમે તેને ભલામણ કરો કે મારો ખેલતો કુદતો છોકરો અને ઘરની સ્ટેટ સર્વે મને મળે તેવો બંદોબસ્ત કરાવો.

**શેઠીઓ**—ત્યારે તારે કેશીની બાયડી જોઇશે કે નહી?

**ગોશેખ**—એ વાત તો કરતાજ નહી. કેશીની તો રાંડ દૈત્ય છે. એ બાયડી હવે કાંઇ મારા કામની નથી, એતો ગઇ દુનીયાથી.

**શેઠીઓ**—તે તો ઠીક પણ તને નદીમાં માર્યો કોણે? તે વાત તો કહી સંભળાવ?

**ગોશેખ**—ખોભરો ત્યારે પ્રથમ કવીતા ગાઇ જાઊં પછી બધી હકીકત સરૂઆતથી શેઠને સમજાવીશ. (ગાય છે.)

## લલીત છંદ.

લખ્યું લલાટમાં જે વિધાતરે,
કરમ રેખતે ટાળિ નાટળે,
ઇજત આબરૂં તો જરા ન રૈ;
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૧
જનમ આપિને ખેલતો તજી,
મરણ પામિયાં માત તાતજી,
દિવશ કાઢુ છું બૌ દુખો સહી.
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૨
જઇ વિ દેશમાં કીધિ નોકરી.
જલ ઘડા ભરી રાંધણું કરી.
બહુજ કષ્ટથી દ્રવ્ય મેળવી,
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૩
કિસમતે લખ્યું તેજ લાવિયો,

હરખનો ભર્યો દેશ આવિયો.
પરણુ વાતણી પ્રેરણા કરી;
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૪

અધમિ અંધની નાનિ દીકરી.
કરમ ફૂટમેં માગણી કરી.
શટલ થૈ ગયુ નારિ તે થકી.
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૫

દિવસ ઊગતે બેઠિ વેલમાં,
ભર બપોરની પોતિ મ્હે'લમાં
પિ'છકિ છો રિતે છોકરી થઇ,
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૬

કનક ભૂષણો ખત્ત કાગળો.
નગદિ માલને વસ્ત્ર વાસણો.
પુતર પારણે પોઢતો લઇ,
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૭

નૃપ દિવાનને અર્જીયો કરી,
મુખ હજુર જૈ વાત વર્ણવી.
તદપિ કોઇના ધ્યાનમાં ન રૈ',
ભર જુવાનિમાં ભામિની ગઇ. ૮

જગતમાં હું તો જીવિ શું કરૂં.
હુકમ રાણિ દે તો બળી મરૂં
મનુષમાં હું તો નૈ શકું ફરી,
ભર જુવાનિમાં ભામની ગઇ. ૯

**કોટીધ્વજ**—પણ તેં રાજાને અરજીઓ કરી તેમાં શું લખ્યું છે?

**ગોભેખ**—તેમાં તો મેં કૈયાકીચકનુ નામ લખ્યું નથી. કારણ કે એનું નામ લખુ તો મારૂં માથું ઉડાવી દે.

**કોટીધ્વજ**—ત્યારે તેં નામ કેનું લખ્યું છે?

**ગોભેખ**—એના કુંટણા કુટીલસેનનું લખ્યું છે.

**કોટીધ્વજ**—ત્યારે તું ત્યાં જઇને રીતસર અરજી કાં નથી કરતો?

**ગોભેખ**—ત્યાં જાઊં તો મને બાયડી મારે.

**શેઠીઓ**—ત્યારે તું બાયડી સાથે બાટતો નથી?

**ગોભેખ**—મારા શરીરમાં શક્તિ ક્યાં છે? બાયડી મને એક ધક્કો મારે તો શો ગોટીલાં ખાઇ જાઊં.

**નેપથ્યમાં**—આ તમારો તાર લ્યો.

**કોટીધ્વજ**—(તાર વાંચી સહી કરીને) ચાલો આપણે તો સાંજની ટ્રેનમાં દેશ તરફ રવાના થઇશું.

**ગોભેખ**—પણ મારી શું ગતી?

**કોટીધ્વજ**—તું પણ ચાલ મારી સાથે.

**ગોભેખ**—હું તો મરી જાઊં તોપણ દેશમાં આવું નહી. પણ તે રાજા પરવાનો મુકે તો આવું.



## પ્રવેશ ૨ જો.

**સ્થળ**, જકાત ચુકાવાની ચાવડી.

**કોટીધ્વજ, શીપાઇ, કામદારનો બાપ, કામદાર, આંકણીયો. ગામડીઆ ને તેની ઓરત.**

**કોટીધ્વજ**—(પ્રવેશ કરીને) કામદાર ક્યાં ગયા? સ્ટીમરમાં બેસવાની જગા પુરતી ન હોવાથી બહુ દુઃખી થઇ ગયા પાણીવિના કંઠ સુકાય છે.

**શીપાઇ**—( ધક્કો મારીને ) તારા જેવા ચારસો માણસ રખડે છે તું કાંઇ ઉપરથી નથી ઉતરી આવ્યો, બેશ છેટે.

**કોટીદ્રજ**—( ખીસામાંથી ચાર પઇસા કહાડીને ) લે, લે, છોરા ભુખ્યો હોઇશ ખજુર લેજે.

**શીપાઇ**—( બે હાથે લઇ સલામ કરીને ) ઘણી ખમા, ઘણી ખમા, શેઠીયાઓને ઇશ્વર તમારી ચહડતી કરે.

**કોટીદ્રજ**—આજને આજ હમારો આરો આવે એવો કોઇ ઉપાય?

**શીપાઇ**—કામદાર તો આજે મોઠા આવશે, કારણ કે એ એક રાંડ ઉપરથી પકડાયા છે, તેથી તેને ફોજદાર પાસે લઇ ગયાછે.

**કોટીદ્રજ**—ત્યારે હમારા તો ભોગ લાગ્યા!

**શીપાઇ**—એતો આ ઘડી ફોજદારને અગડમ બગડમ સમજાવી ચાલ્યા આવશે.

**કોટીદ્રજ**—ત્યારે તું મારો સામાન સાચવજે. હું તો મારે જાઊં છું.

**શીપાઇ**—તમોને રજા નહી આપે કારણ કે તમારાં ગજવાં કોણ તપાસસે. ( વાંસે જોઇને ) પેલી વેહેલ તો આવે છે, પણ તેમાં કામદારનો બાપ છે. સબુર કરો તેની પાસે જઇ આવું? ( તે પાસે જઇને ) આ છડીયા બહુ ઉતાવળા થાય છે.

**કામદારનો બાપ**—તારા બાપનું શું જાય છે?

**શીપાઇ**—બા, સ્ટીમરમાં બહુ દુઃખી થયા છે તે ભૂખે મરેછે.

**કામદારનો બાપ**—તુંતો ભૂખે નથી મરતો ના?

**શીપાઇ**—(હસીને) ના, બા, આપણે તો તમારા પ્રતાપથી ખજુર સીજાવી લીધી છે.

**કામદારનો બાપ**—તે પણ કાંઇ મફત નહી જડી હોય, કાંઇક પણ ચમત્કાર દેખાડયો હશે ત્યારે જડી હશે.

**શીપાઇ**—હા, બા, તે તો ધક્કો સવા લાખનો માર્યો ત્યારે જડી.

**કામદારનો બાપ**—(આંખો મચમચાવીને) એમજ એ તો મજીઠ કુટાય તેમજ રંગ મુકે.

**શીપાઇ**—ભાઇ ચાલો તો ઉધડો હાર કરી લઇયે.

**કામદારનો બાપ**—પુછ, પુછ, ઉધડો સમજે તેવી આસામીછે.

**શીપાઇ**—ફકત એક છડીઓ સહેરનો છે. બીજા તો બધાય ગામડીયા છે, જેમ લુંટશો તેમ લુંટાશે.

**કામદારનો બાપ**—એક સેહેરનો છે તે બધાયને હેરાન કરશે હું તો એનું મહોડું જોઊં છું તેથીજ વરતી જાઊં છું, એ કાંઇ પણ નીકાલ કરે તેવો નથી. માટે મુકી દે. પોતાની મેળે ઉભી ઉભીને કંટાળી જશે ત્યારે વાત મેં પણ છોકરાને કહી રાખ્યું છે કે બેઘડી મોડો આવજે.

**શીપાઇ**—(પાછો આવીને) (કોટીદુજને) હવે કામદાર તરત આવશે, તમારો સામાન મને બતાવો તો હુકડો •રખાવું. (બીજાનો સામાન ફગાવીને કોટીદુજનો ઢુંકડો રાખે છે.)

**કામદાર**—(પ્રવેશ કરીને) શીપાઇ, આ સામાનનો ગુંદ કેનો પડયો છે, ફગાવ છેટે ને માણસો ગરદી કરી ઉભા છે તેને ધક્કો માર.

**શીપાઇ**—(સામાનના કોથળા છેટે ફગાવીને) (માણસોને) ધક્કા મારે છે.

**છડીયા**—એક બીજા ઉપર પડે છે, કોઇની પાઘડી કોઇના ફેંટા ઉડી જાય છે, કોઇનાં કપડાં ફાટી જાય છે, કોઇને કાઇ વાગે ફીટછે અને કામદારને ગાળો આપે છે.

**વિદુષક**—(બધાંયની પાઘડીયો ઉપાડી ઉપાડીને માથામાં પહેરાવે છે) ફીકર નહી કોચવાશો નહી. અહીં તો અસલથીજ એવો વહીવટ ચાલે છે.

**કોટીદ્ધજ**—આવી જુલમાત કરો છો તે તમને કોઇ પુછનાર છે કે નથી? હુંઠાના બાપ અને ફોફળીયાને યાદ કરો. તેવા હવાલ થાશે.

**કામદાર**—(માસાં આતો કોઇ જુનો જોગી લાગે છે) લ્યો ભાઇ, પહેલાં એ પાપને કહાડો (આંકણીયો સામાન ઉખેડે છે અને કોટીદ્ધજને બે આંગળાં દેખાડે છે.)

**કોટીદ્ધજ**—(મનમાં) એના ધારા પ્રમાણે અરધા રૂપીયાની આશા કરે છે માટે એને દાબવા શિવાય કામ ચાલવાનું નથી (સાનમાં) કબુલ કરે છે.

**આંકણીયો**—(ખુશી થઇને) માંડો ભાઇ, કોટીદ્ધજ શેઠનો સામાન માંડો. અંગરખાં કોરાં ૫૦ ઇસ્ત્રી ૬૦ કુરતાં ૪૫ બંડી. ૫૭ પાઘડી કોરી ૨ બાંધેલી. કાંચળી ૧૫૦ ઘાઘરા સીવેલા ૫૭ રસોઇનાં વાસણ મળી કિંમત રૂ. ૪૮૦૦ નું પ્રત છાજ્ઞ લેખે એ[illegible]ચીશસો સવા ગુમાળીશ ને સવા છ આના લાવો.

**કોટીદ્ધજ**—(ગુસ્સે થઇને) શેઠ, શેઠ તમારી તો દાનત ફરી ગઇ છે. સીવેલાં લુગડાં અને જુના વાસણોની જકાત કઇ કલમમાં લખી છે? કહાડો તમારી રસમ વહી?

**કામદાર**—એકદમ ખફા થઇને તું રસમ વહી જોવાવાળો છો કોણ? તારા બાપ દાદા પણ રસમ વહી જોવાની પેટમાં ઉમેદ રાખીને ચાલ્યા ગયા તો હવે તું હમારી રસમ વહી જોઇશ તે દેખી લઇશું. ખાશી સત્તર લાખ આપીયે છીયે. મફ્ત કાંઇ નથી લેતાં? જેમ અસલથી લેતા આવ્યા છીયે તેમ લઇશું.

**કોટીદ્રુજ**—તે અસલની વાતો હવે ગઇઓ? હવે તો રીતસર જકાત લેવી પડશે.

**શીપાઇ**—(કામદારના કાનમાં) એ માણસ ગામનો માહીતગાર છે, માટે એનો છેડો જેમ તેમ છોડો નહી તો એ માણસ ગામડીયાઓને પણ ઉશકેરશે.

**કામદાર**—(સીપાઇને) તું છેટે જઇને એને કહે કે તારા પાસેથી જકાત નહી લઇયે, પણ હાલ કાંઇ બોલતો નહી, માટે ગામડીયાઓ સાથે મળી જઇ અમને મન માનતી જકાત અપાવ.

**શીપાઇ**—(કોટીદ્રુજને છેટે બોલાવી કાનમાં) તમે હાલ બોલો માં, એક વાર ગામડીયાઓ પાસેથી લેવા દ્યો.

**કોટીદ્રુજ**—હું તે ઘાલમેલની વાત સમજતો નથી, સર્વે ગામડીયા દેશના રહીશ છે, વાસ્તે એમને લુંટશો તે હું કબુલ નહી કરૂં.

**કામદાર**—(છેટે આવીને) હવે અહીંથી તમારો સામાન લઇ જશો; અમને તમારી જકાત નથી જોઇતી.

**કોટીદ્રુજ**—તે વાત નહી ચાલે, તમે તમારા ધર્મના સમ ખાઓ તો માનું.

**કામદાર**—સાડાસાતશે વખત ધર્મના સોગન ખાઊં છું.

**વિદુષક**—(વચમાં આવીને) જો પૈસા હશે તો ધર્મ પુન્ય ઘણુંયે થશે માટે ડરશો નહી, હજી પણ વધારે વખત સોગન ખાઓ.

**ગામડીઓ પહેલો**—ભાઇસાહેબ, મારી પાસે કાંઇ પણ જકાતી સામાન નથી.

**કામદાર**—નથી તે કેમ? દશ રૂપીઆનું ધોતીયું તો તને આંગ ઉપર ઓઢયું છે.

**ગામડીઓ**—પહેરેલાની જકાત કંઇ હોય?

**કામદાર**—(ચીડાઇને) મહોટો મુર્ખ જણાય છે. તું તો બસો રૂપીઆનાં લુગડાં પહેરી ઉતરીશ પણ કોરાં હશે તો જકાત પડશે.

**ગામડીઓ**—(મનમાં) આપણે તો સાંભળ્યું છે કે પહેરેલાની જકાત હોય નહી પણ થોડા સારૂં હેરાન કોણ થાશે સંભળાય તેમ ભલે, તમારા ધર્મપ્રમાણે થાય તે લ્યો.

**કામદાર**—સીપાઇ. જોને એની બાયડીએ કોરૂં છાયલ પહેર્યું છે. શીપાઇ, તૈયાર સાહેબ, (જોવા જાય છે.)

**ઓરત**—(કચ્છી ભાષામાં.) પિટયા, છુંને મોઆ દૈત, હીંઅ હડકવા કીંઅ હલ્લો ઐંધે?

**શીપાઇ**—(પાછો આવીને) બા, એ બાઇ તો મોઢું જોવા પણ દેતી નથી.

**કામદાર**—એનો કોય ચોર છે; જેમ બીજી કંઇ જકાતની જણસ ઉડાવી ન જાય.

**શીપાઇ**—ભાઇ, અમથી એને અડકાય નહી. તમે જુઓ.

**કામદાર**—રાંડના તમે પગાર ખાઓ છો કે હરામ ખાઓ છો.

**શીપાઇ**—ખમા ધણીને. (મનમાં) ગમે તેટલી ગાળો દે પણ અંતે પુરા હાલ તે તાહારા.

**ગામડીઓ**—ખબરદાર. જો બાઇ માણસ ઉપર હાથ નાખ્યો તો અહીં માથાં રડશે.

**કામદાર**—તમને રોકે છે કોણ? ચુકાવો જકાત અને થાઓ ચાલતા.

**ગામડીઓ**—(જકાત ચુકાવીને) આ મુલકમાં તો હવે આવવાનો પણ ધર્મ નથી, માટે પરમેશ્વર કોઇ દાહાડો આવાં દુઃખ આંખે નદેખાડે તો સારૂં.

**ગામડીઓ બીજો**—પચીશ મહોર સુધીના માલની જકાતની છુટા છે છતાં કેમ લો છો?

**કામદાર**—તમારા પાસે લખેલું હોય તો કહાડો નહી તો ત્રણ દાહાડા સુધી રખડશો તોપણ પતો નહી લાગે.

**ગામડીઓ**—(મનમાં) માથાકુટ કરીશું તો આરો નહી આવે માટે ધુળ નાખો. માગવા મુજબ આપીને જાયછે.



## પ્રવેશ ૨ જો.

**સ્થળ,** કોટીધ્વજના ઘરનું દીવાનખાનું.

**ડોશી, પદ્મની, વધાઇયો, જીવરાજ, કોટીધ્વજ, કસ્તુર અને કેસર.**

**કસ્તુર**—(પ્રવેશ કરીને) બેન પદ્મની, વધામણી છે.

**પદ્મની**—(હસતે મુખે) આવો, આવો, વધામણી તમોને.

**કેશર**—બાઇ, આજે તો મોઢું જોઈયે, તમારૂં ભાગ્યશાળીનું.

**પદ્મની**—બાઇ, મને તો આજે કામકાજ કાંઇ સુજતું નથી. મારો તો જીવ ઉદાસ થઇ રહ્યો છે નીદ્રા પણ આવતી નથી, અને સ્વપ્ન આવ્યા કરે છે.

**કસ્તુર**—બેન, અત્યાર સુધી તે સ્નાન નથી કીધું ? ચાલ તારૂં માથું ધોવરાવીને ગુંથાયે.

**ડાશી**—ચાર ઘડી થઇ ગરમ પાણી કહાડી રાખ્યું છે પણ એને કાંઇ સુજતું નથી, ઊંબરો ઝાલી ઉભી છે હવે તમે આવીયો તે ઠીક થયું, સુખે તેડી જાઓ, નવરાવો, ધોવરાઓ:

**પદ્મની**—ચાલો ત્યારે, ( જાય છે, સ્નાન કરીને સોળ શૃંગાર સજે છે. )

**નેપથ્યમાં**—વધામણી છે, વધામણી છે. કોટીદ્ધજશેઠ આવી ચુકયા છે.

**સર્વે મળીને**—હરખમાં ઉભરાઇને એકદમ વધામણીયા પાસે જઇને એક એક સોનામહોર વધામણીઆને આપે છે.

**ડાશી**—( ઘરમાંથી સાકરનો પડીયો ભરી લાવીને ) વધામણીયાનું મીઠું મોડું કરાવે છે.

**પદ્મની**—( પોતાના ગળામાંથી નવલખો હીરાનો હાર ઉતારી વધામણીઆને આપે છે.)

**વધામણીઓ** ( ખુશ ખુશ થઇને આશિરવાદ આપે છે, તે પછી કોટીદ્ધજને ચાર ઘોડાની ગાડીમાં બેસાડી ઘણા સગાં વાહાલાં તથા નોકરો તેડી લાવે છે, અને કેશર તેને રાઇલુણ ઉતારી વધાવી મીઠડા લઇ ઘેરમાં દાખલ કરે છે. )

**કોટીધ્વજ**—( એક કોચ ઉપર બેશીને વકીલ, નાણોતર સગાં વહાલાં સર્વેને મળી ભેટી ખબર પુછી સ્ત્રીપુરૂષોને રીતસર સન્માન આપી વીદાય કરે છે. સર્વે પોતપોતાને ઘેર જાય છે. )

**પદ્મની**—( પોતાના સ્વામીને ફુરસદમાં જોઇ એકદમ આવી ગળામાં વળગી પડે છે પરસ્પર પ્રેમની વાતો કરી અંતઃપુરમાં દાખલ થાય છે, અને ત્યાં પોતા ઉપર ગુજરેલી હકીકત સર્વે કહી બતાવે છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ,** કોટીધ્વજનો શયન ગૃહ.

### કોટીધ્વજ અને પદ્મની.

**કોટીધ્વજ**—( તમામ હકીકતથી વાકેફ થઇ ગુસ્સામાં આવીને ) ઘરમાંથી પોતાની તલવાર ઉપાડવા જાય છે.

**પદ્મની**—( એકદમ તેને બાઝી પડી ) આ શો ગજબ ? આવાં કામ કરવાનું કારણ શું ? શું મુલકમાં રાજા નથી ? કે ઇનશાફ નથી ? જેથી આમ કરવું પડે છે.

**કોટીધ્વજ**—જો ઇનસાફ હોય તો આવા કરતુકો થાય કેમ ?

**પદ્મની**—એતો જ્યારે મહારાજા તખ્ત ઉપર બીરાજ્યા ન હતા ત્યારે આવું અંધેર વરતાતું હતું. હવે તો ખુદ મહારાજા

તાખ્તનશીન થયા છે તેથી હવે અંધેર મુદલ પણ ચાલતું નથી, તેમ વળી કૈયોકીચક પણ ભુંડે હવાલે થઇ શરમનો માર્યો નાશી ગયો છે; પણ તે પાછો આવવાની ધાંધલ કરે છે, માટે તમોને હું કહું તેમ કરો તો ટાડે પાણીયે ખસ નીકળી જાય, અને પાછો આવવાની ઉમેદ ફરી ન કરે.

**કોટીધ્વજ**—તું શું કહે છે બોલ ?

**પદ્મની**—મહારાજા જે મહેલમાં પોઢે છે, તે મહેલમાં એક ઘંટ બાંધેલો છે જેની દોરડી મહેલ નીચે લટકે છે તેની દોરડી તમે ખેંચશો એટલે ખુદ મહારાજા તેનો અવાજ સાંભળી તેજ વખતે તમોને તેડાવી સર્વે હકીકત પુછશે.

**કોટીધ્વજ**—ઠીક છે જ્યારે એવી ચોકાશી રાજાયે રાખેલી છે ત્યારે તો હું ત્યાંજ જાઉં છું. (જાય છે.)

---

## પ્રવેશ ૧ મો.

**સ્થળ,** રાજાનો મેહેલ.

**રાજા, કોટીધ્વજ, અને શીપાઇઓ.**

**કોટીધ્વજ**—રાજાના મહેલ નીચે આવી ઘંટની દોરડી ખેંચી અવાજ કરે છે.

**રાજા**—(નીદ્રામાંથી ચમકી ઉઠીને) પેરાવાલા કોણ છે.

**પેરાવાલા**—જી સાહેબ, હાજર.

**રાજા**—જલદી નીચે જાઓ. મારી પ્રજાના લોકોમાં કોણ

દુઃખી છે. નામ ઠામ પુછવા શીવાય જે હોય તેને તાબડતોબ ઉપર તેડી લાવો.

**પેરાવાલા**—જેવો હુકમ (બોલાવા જાય છે નીચે આવીને કોટીદ્રુજને) શેઠ સાહેબ, ચાલો ઉપર તમોને મહારાજા બોલાવે છે.

**કોટીદ્રુજ**—(ઉપર જઇ સલામ કરે છે.)

**રાજા**—(સલામ કરી તેનો પ્યારથી હાથ ઝાલી સોનાના કોચઉપર બેસાડે છે.)

**કોટીદ્રુજ**—ખુદાવંત, આપ ઉભા છો એટલે હું કેમ બેશું માટે આપ બીરાજો પછી હું બેસું.

**મહારાજા**—હું દરરોજ એશઆરામ, અને મોજમઝા કરૂં છું તે પ્રતાપ બધો તમો જેવા સદ્ગૃહસ્થો મારી પ્રજાના લોકોનો છે અને તમે મારા અમૃત ફળના વૃક્ષો છો જ્યારે તમારી સંભાળ હું સારી રીતે રાખીશ ત્યારેજ હું અમૃત જેવા મીઠાં ફળનો સ્વાદ ચાખીશ, તેમજ તમારી સંભાળ નીતિપૂર્વક મારાથી ન થઇ શકે તો મારો આ લોકમાં તથા પરલોકમાં કોઇ પણ પ્રકારે કલ્યાણ થવાનું નથી. મનુસ્મૃતીના સાતમા અધ્યાયના ૧૦૯ માં શ્લોકમાં કહ્યું છે કે,

यथोद्धरति निर्दाता कक्षन्धान्यश्च रक्षाति ।
तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ।

અર્થ.

જેમ ખેડુત ધાન્યની રક્ષા કરે છે અને ઘાંસને ઉખેડી

નાખે છે તેમજ રાજાયે ઘાંસ રૂપી દુષ્ટોને હણીને પ્રજાની રક્ષા કરવી, અને દુઃખદાયક જે શત્રુ છે તેનો નાશ કરવો.

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ।
सोचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ।

**અર્થ.**

જે રાજા મોહો પામી પ્રજાને પીડા કરે છે તે રાજા થોડા દીવસમાં પોતાનાં પ્રાણ, રાજ્ય અને ભાઇયો સહીત નાશ પામે છે.

માટે શેઠ સાહેબ, તમોએ આવી મધ્ય રાત્રીને સમયે મને જગાડયો છે. તેથી તમારા ઉપર જરૂર કાંઇ મહોટું સંકષ્ટ પડયું હશે. માટે તમારૂં નામ ગામ અને ઠેકાણું મને કહો ને તમોને કોઇ દુષ્ટે પીડા કરી હોય તો તેનું નામ મને જણાવો. કોઇ ચોરે તમોને લુંટયા હોય અથવા કોઇ ઠગારે તમોને ઠગ્યાં હોય તો કહો, કારણ કે તે પાપીને હમણા ને હમણાં શીક્ષા કરીશ. કહ્યું છે કે,

विक्रोशंत्यो यस्य राष्ट्राद्ध्रीयन्ते दस्युभिः प्रजाः ।
सपश्यतः समृत्यस्य मृतः सन तु जीवीति ॥

**અર્થ.**

ભાઇયો સહીત દેખતા છતાં જે રાજાના રાજ્યમાં ચોરોથી લુંટાયલી પ્રજા પોકાર કરેછે, તે રાજા જીવતો નથી ફરતો પણ મરેલો છે, માટે તમોને જેણે પીડા કરી હોય તે મને કહો.

**કોટીદ્વજ**—મારૂ નામ કોટીદ્વજ, હું અહીંનો રહીશ છુ, મહા-

રાજ, તમારા રાજ્યમાં કૈયોકીચક અને કુટીલસેન મહા અધર્મી નીવડ્યા છે. પ્રજાના અને રાજ્યના ઘણા લોકોને પીડે છે. તે જાતે સ્ત્રીલંપટ, લાંચીયા, ઠગ, કપટી અને પ્રપંચી છે. તેણે મારી પદ્મની સ્ત્રીનું શીલ ભંગ કરવાની તજવીજ કરી છે, ને મારી આબરૂને મ્હોટો ધક્કો પહોંચાડ્યો છે, માટે તેનું યોગ્ય ઇનસાફ કરો.

**રાજા**—( કોટીદ્રૂજની વાત સાંભળી ) રોમાંકિત થઇ ગયા, કોટીદ્રૂજનો હાથ પકડી માથે હાથ મુક્યો. હે મારા પુત્ર, હે કોટીદ્રૂજ, એ પાપી લોકોયે મારી ગેરહાજરીમાં ઘણા ગોટા વાળ્યા છે, ને તે બધાય ફાવી ગયા છે પણ હવે તો હું મારા તખ્ત ઉપર આવ્યો છું. ભલેની, મારો ભાઇ હોય કે બાપ હોય, સસરો હોય કે જમાઇ હોય, શાળો હોય કે દીકરો હોય પણ હું તેને યોગ્ય દંડ કરીશ જો હું યોગ્ય દંડ ના કરૂંછુ તો મ્હોટા પાપનો પાત્ર થાઉં, પણ કેયોકીચક હમણાં નાશી ગયો છે તેની કાંઇ ફીકર નથી બોલાવી લઇશું પણ તેણે ખોટું કામ કીધું તેના તમારા પાસે કાંઇ સાક્ષીપુરાવા છે.

**કોટીદ્રૂજ**—મહારાજ, સાક્ષી તો ઘણાજ છે. પણ અપરાધના કરનારા રાજમાન પુરૂશો છે. તેથી તેની સાક્ષી પુરવા કોણ આપે ! ને કદી કોઇ આવે તો તેની કમબખતી થઇ પડે.

**રાજા**—એ તમારી વાત બરોબર છે. હમણાં હું કોઇનો અપરાધ કરી આવું તો મારા વીરૂદ્ધ સાક્ષી કોઇ પુરે નહી. તેમજ ન્યાયાધીશો પણ સર્વે મારૂજ નીમક ખાય છે તો તે પણ મારા વીરૂદ્ધ ખુલાસો લખેજ નહી, પણ કાંઇ ફીકર નથી, હે કોટીદ્રૂજ ! આજ રાતની રાત તમે તમારે ઘેર જઇ આરામ

લ્યો. ને મ્હારે હવે તમારો ઇનસાફ કરવા પહેલાં ઊંઘ કરવી કે ખાનપાન કરવું હરામ છે. માટે કૈયાકીચકને પણ હું હમણા બોલાવી લઇશ ને અંધેર પિછોડો ઓઢી, લોકચિકિત્સા જોવા જાઊં છું ને તમે મ્હારા હીરા મોતીથી જડેલા સુખપાલમાં બેશી તમારે ઘેર જાઓ ને મારા સીપાઇ તમારી સાથે ચાલેછે. તે તમારા ઘેરને પેરો કરશે, ને આવતી કાલે મ્હોટી પ્રભાતે કચેરી ભરી પહેલો હું તમારો ઇનસાફ કરીશ તે પછી દાતણ પાણી કરીશ. સીપાઇઓ, ભોઇયો, જાઓ શેઠને સુખપાલમાં બેસાડી ઘેર મુકી આવો !

**કોટીદ્રૂજ**—( ઘણો ખુશી થઇ સુખપાલમાં બેસી ઘેર જાય છે.)

---

# अंक ४ थो.

## प्रवेश १ लो.

**સ્થળ,** એક ગૃહસ્થનું ઘર

### રાજા અને બે ચાર સ્રીયો પોતપોતામાં.

**રાજા**—( ઘેર નીચે ઊભા રહી સાંભળે છે.

**એક સ્રી**—બાઇ ! આજતો પદ્મનીનો પતિ કોટીદ્રૂજ પરદેશથી આવ્યા છે.

**બીજી સ્ત્રી**—આવ્યા તો સુખ લેવા સારૂં પણ એની સ્ત્રી તો કૈયા કીચકને ગઇ.

**ત્રીજી સ્ત્રી**—તું તો ભલી ગાંડી થઇ ગઇ છે? શું પદ્મની જેવી સુઘડ સ્ત્રી તે વળી કૈયાકીચકને જાશે! એતો મુઆ કૈયા-કીચકનાં કાવતરા છે.

**ચોથી સ્ત્રી**—અરે! એના કરેલા ફરેબોની હજુ તમોને ખબર નથી! મને બધી ખબર છે. એણે તો પોતાના દોસ્તદાર કુટીલસેનને બોલાવી મિથ્યાપદ્મની બનાવી હતી. તે મોઢાના લાડવા ખાઇ ગયો.

**એક ડોશી**—ચોવટીયાની દીકરીયો! હવડે વાતો કરો. આ ગામમાં જેટલા ચોકી પેરાવાળા સીપાઇયો છે તે સર્વે કૈયા-કીચકનાજ મારેલા છે. જો કોઇ સાંભળશે તો તમને હમણાં પકડી લઇ જશે.

**પહેલી સ્ત્રી**—તે તો હવે જતો રહ્યો. હવે આપણુને શું કરી શકવાનો.

**ડોશી**—જતો રહ્યો તો શું થયું. કહ્યું છે કે, જાલમ જાય પણ જુલમ ન જાય. તેની તમને ખબર છે.



## પ્રવેશ ૨ જા.

**સ્થળ, કૈયાકીચકની ખાનગી બેઠક.**

**રાજા, કૈયોકીચક, કુટીલસેન અને શીપાઇઓ.**

**રાજા**—(અંધેર પછેડો ઓઢીને) કૈયાકીચકના ઘેર ઉપર બેશી સાંભળે છે.

**કૈચોકીચક**—( કુટીલસેનને ) પેલી રાંડ ડોશીએ તો આપણુને છેતરી.

**કુટીલસેન**—તે કેમ ?

**કૈચોકીચક**—મને તો શૌતખાનામાં સંતાવું પડયું તે શરમને લીધે મારે દેશ ભાગી ગયો હતો પણ હમણા રાજાએ મને તેડાવ્યો છે.

**કુટીલસેન**—તેડાવી લીધો તો આપણુને શું ઓછી તો કરવાના છે! પદ્મની નહી તો એની બેન વળી બીજી ગોતી કહાડીશું.

**કૈચોકીચક**—તે તો ઠીક. પણ પદ્મનીનો ધણી રાજાપાસે જઇ ફીરીયાદ કરશે તો આપણી રેવડી થાશે.

**કુટીલહેન**—ભાઇ! એમાં રેવડી શું થવાની છે! રાજા તમારો કાયનો.

**કૈચોકીચક**—ભાઇ! રાજા કોઇનો ન સમજવો કહ્યું છે કે.

"સાપલા ન કોઇના બાપલા, ને રાજા ન કોઇના મીત્ર"

માટે મને તો ભય લાગે છે.

**કુટીલસેન**—મનમાં તો હું પણ હરબડી ગયો છું પણ ભાઇ, તમે હરબડશો નહી સર્વે કામોમાંથી આપણે ફતે પામતા આવ્યા છીયે. તો એ કામમાં પણ ફતે પામીશું.

**કૈચોકીચક**—પણ હમણાં બે ચાર દાહાડાસુધી તું તારે ગામ નહી જતો હો ? કંઇ તારૂં કામ પડશે.

**કુટીલસેન**—ઠીક છે ત્યારે હું પણ બેઠો રહીશ. તમો કોઇ વાતની ફીકર કરશો નહી.



## પ્રવેશ ૩ જો.

### સ્થળ, રાજાની કચેરી

**રાજા, દીવાનજી, કૈચોકીચક, કુટીલસેન મિથ્યા પદ્મની, પ્રજાના લોકો અને સીપાઇઓ.**

**રાજા**—દીવાનજી ! કૈચાકીચકને બોલાવી લ્યો મારે એને વાત પુછવી છે.

**દીવાનજી**—શીપાઇયો જાઓ કૈચાકીચકભાઇને બોલાવી લાવો.

**સીપાઇ**—જી સાહેબ ! ( બોલાવા જાય છે બોલાવી લાવ્યા.)

**કચોકીચક**—( સલામ કરીને બેસેછે. )

**રાજા**—તમોને સ્થાનકે બેસવાનો હુકમ નથી. અહીં ઉભા રહો.

**કૈચોકીચક**—( હથીયાર મુકીને ઉભો રહો. )

**રાજા**—તમે કોટીદ્ધજની સ્ત્રી પદ્મની સાથે પુનર્લગ્ન કર્યું છે કે નહી !

**કૈચોકીચક**—હા, ખુદાવંત ! કરયું છે.

**રાજા**—તેં તેની રાજીખુસીથી કર્યું છે કે જોર જુલમથી ?

**કૈચોકીચક**—આજના વખતમાં કોઇનો જોર જુલમ ચાલે છે ! એ ધણીયાણી અમારી વાંસે કેટલાક દહાડા ભટકી ત્યારે કોર્ટમાંથી હુકમનામું મેલવીને કર્યું છે.

**રાજા**—તમારો સાક્ષી કોણ છે ? તેનાં નામ લખવો. ને તમારી ધરગરેલી સ્ત્રી પદ્મણીને પણ અહીં બોલાવો.

**કૈચોકીચક**—સાહેબ એતો પડદે પોસછે તેથી અહીં કેમ આવે!

**રાજા**—ઘરગરેલીને અહીં આવવામાં હરકત નથી. તરત એ લાવી લાવો.

**કૈચોકીચક**—(પોતાના સીપાઇઓને) જાઓ આપણે ઘેરથી પદ્મનીને વહેલમાં બેસાડીને તેડી લાવો.

**સીપાઈ**—જેવો હુકમ! (તેડવા જાય છે મીથ્યા પદ્મનીને તેડી લાવ્યા.)

**રાજા**—(દીવાનજીને) એનો ઇનસાફ કરો.

**દીવાનજી**—સાહેબ! અમારાથી કાયદા વિરૂદ્ધ ઇનસાફ કેમ થાય? એ બાબતમાં કોઇ ફરીયાદી નથી, તેમજ કોય કેનો સાક્ષી નથી, ત્યારે શું થાય?

**રાજા**—સાક્ષી પુરાવાથી ખરો ઇનસાફ કરવો એતે એક સહેજ છે, પણ અસલી રીવાજ મુજબ જાતે ખાતરી કરી લોકોને અદલ ઇનસાફ આપવો ઘણો કઠણ છે. તમારાથી ફરીયાદી અને તેના સાક્ષીયો સીવાય ઇનસાફ ન થાય તો બેસો અને જુઓ હું ઇનસાફકરૂં છું, (મિથ્યા પદ્મનીને) છોડી તને તારી પ્રતિજ્ઞાપુર્વક જુબાની આપવી જોઇએ.

**મિથ્યા પદ્મની**—હું મારા સત્ય ધર્મથી જે કાંઇ બોલીશ તે ખરેખરૂં ન બોલીશ.

**રાજા**—(પુછે છે, ને દીવાનજી જુબાની લખે છે) તમારૂં નામ શું છે? પહેલાં તમે કોની સ્ત્રી હતાં? ને તમારી ઉમર કેટલી છે?

**મિથ્યા પદ્મની**—(ઘુંઘટો કહાડીને) મારૂં નામ પદ્મની! પહેલાં હું કોટીધ્વજની સ્ત્રી હતી, અને મારી ઉમર વરશ ૨૪ની છે.

**રાજા**—તમે પોતાના ખાવિંદને મુકી દઇને કૈયાકીચક સાથે પુનર્લગ્ન શા માટે કીધું ?

**મિથ્યા પદ્મની**—સહેજ, મારો ખાવિંદ ઘણા વર્ષ પરદેશ નાશી જવાના કારણથી. ને હું કૈયા કીચકસાથે ખુશી થઈ તેથી.

**રાજા**—તમારૂં મોઢું તો મને બતાવ ?

**મિથ્યા પદ્મની**—મોઢું મારો જીવ જાય તોપણ નહી બતાવું.

**વિદુષક**—(રાજાની આંખોને આડા હાથ દઇને) મોહડામાં થોડી થોડી મોશાળ ફુટી આવી છે તેથી જોશો નહી.

**રાજા**—( એકદમ ગુસ્સે થઇને ) કોઇ શીપાઇ છે કે !

**શીપાઇ**—હાજર સાહેબ ?

**રાજા**—આ પદ્મની હોય એમ મને તદન જણાતું નથી, માટે એ રાંડ કોઇ ભામટી છે એનાં બધાય કપડાં કહાડી લ્યો.

**શીપાઇઓ**—( પાંચ સાત મળી તેણીના કપડાં કહાડવા વળગી પડ્યા.)

**મિથ્યા પદ્મની**—ખુદાવંત, માફ કરશો; હું તમારે શરણે આવ્યો છું, હું ખરી પદ્મની નથી, હું તો કુટીલસેન છું કૈયાકીચકના કહેવાથી મિથ્યા પદ્મની બન્યો હતો. મને, મારશો નહી, મારાં કપડાં કહાડશો નહી.

**રાજા** ( કૈયાકીચકને ગુસ્સે થઇને ) તમે આવાં કામ કરો છો માટે જાઓ મારા મુલકમાંથી, નીશરી જાઓ, તમે તો મારી કીર્તિને ડાઘ લગાડ્યો. માટે તમારા વાસ્તે મને ઠરાવ કરવો પડશે.

## અભિપ્રાય.

કામની કેફીયત જોતાં પદ્મની પતિવ્રતાછે અને તેનો ધણી પરદેશ હોતાં તેનું પતિવ્રત જોર જુલમ અથવા તરકટ રચી ભંગ કરવાનો યત્ન કૈયાકીચકે કીધો અને તે કામમાં કુટીલસેને સામીલ થઇ મદદ કીધી (મનમા)

જે માણસ મારા મુલકમાં આવિને રાજખટપટમાં પડ્યો. પ્રથમ તો હર કોઇ પ્રકારથી રાજ્યની મરજી સંપાદન કરી રફતે રફતે માણસોની ફેરબદલી કરતાં સર્વે કાબુ પોતાના હાથ વશ કરી લીધો અને રાજ્ય અધિકારી સર્વે પોતાના તાબાના તેડાવી લીધા જેથી રાજા અને પ્રજાને મહા કંટાળો ઉત્પન્ન થયો. તે નીવારણ અર્થે મારા દેવ થએલા પીતામહોના સ્વીકારેલા માજી દીવાન જાનીલાલને પિતાજીયે તેડાવ્યા. પણ તે બિચારાને દિન ૧૫માં વટાણા વાવવા પડ્યા. ત્યારે તેઓએ પુનાવાળા કાકાપંથજી સાથે ધાઢા કરારો કરી આપી તેડાવ્યા, જેથી તે આવ્યા તો ખરા ને આવતે વેંત મીઠા પાણી મંગવવા, નાદારોને છુટકા બક્ષવા, મુદતી કાયદા બાંધવા, વિધવાઓ તથા અશક્તોના હકની સંભાળ રાખવાની તજવીજો કીધી ને મુલકને કેટલાક ફાયદા કરી દીધા, તેટલામાં તો તેનાં મુળીયાં ખોદીને એવાં ઉખેડી નાંખ્યા કે તેને પોતાની ઇજ્જત આબરૂ પણ જાળવવી મુસ્કેલ થઇ પડી. અને તરતજ મહોટો ગોટો વાળીને માલક બની બેઠા, જેજે વચનો મને પિતાજીએ કહ્યાં છે તે વિસરી જઇને આવા દુષ્ટો ઉપર પ્રીતિ રાખવી અને તેની સોબત કરવી હવે મને વ્યાજબી નથી. પૂર્વેજો પણ વારંવાર એજ ભલામણો કથન

કરી ગયાછે. વનમાં જતી વખતે રામચંદ્રજીયે ભરતજીને કહ્યું છે કે. (સંભળાય તેમ)

### शिखरिणी छंद.

परस्त्री मातेवःक्वचिदपि न लोभः परधने
न मर्यादा भंगःक्वचिदपि न रनिचै त्रिरुचिः ॥
रिपौशौर्यं धैर्यं विपादि विनय श्चापि विभवे
इदं वर्त्मभ्रांत भरत निरतो ग्रास्यति भवान् ॥

### અર્થ.

પારકી સ્ત્રી પોતાની માતા જેવી જાણવી. ક્યારે પણ પારકા ધનવીષે લોભ ન રાખવો. મર્યાદા ભંગ થાય એવી રીતે વરતવું નહી. કદાપી પણ નીચ મનુષ્યની સંગતમાં રૂચી નહી રાખવી. શત્રુઓવિષે હીમતથી બળ દેખાડવું. આપત્તિમાં ધૈર્ય રાખવું અને ધનાદિક વૈભવોવિષે નમ્રતા રાખવી. આ માર્ગ પ્રત્યે હે ભાઇ! હે ભરત તું નિરંતર જઇશ.

વળી કહ્યું છે કે—

### शार्दुलविक्रिडितछंद.

धीरो त्पतंदयान्वितो ग सगुणा चारान्वितो वा थवा
नीतिज्ञो विधिबोधदेशिकपरो विद्याविवेको थवा.
दुष्टाना मतिपापभावितधियां संगंभदाचेद्व्रजेत्
तद्बुध्या परिभावितो व्रजतित् क्षाम्य क्रमेणस्फुटं ॥१॥

## અર્થ.

ધૈર્યતાવાળો, અત્યંત દયાથી યુક્ત અથવા સારા ગુણોથી આચારવાળો, નીતીને જાણનારો વિધિથી બોધ દેવામાં તત્પર અથવા વિદ્યાનો વિવેક એવો પણ પાપબુદ્ધિવાળા દુષ્ટની સંગતથી ક્રમે કરી તેનીજ બુદ્ધિથી વરતનારો પણ આખરે તેના જેવો સ્પષ્ટ થાયછે. અર્થાત્ દુષ્ટ બને છે.

( દિવાનજીને ) તમે શું સમજ્યા ?

**દીવાનજી**—ખરેખર છે. નઠારા માણશનો સંગ ન કરવો.

**રાજા**—ત્યારે આ માણસો નઠારા છે કે સારા છે ! તમારા સત્ય ધર્મથી કહો !

**દીવાનજી**—જે વાત આપે અભિપ્રાયમાં દરશાવી તેમ હોય તો તેતો નઠારાજ છે તો, એવા એોને સારા માણસ કોણ કહે !

**રાજા**—ઠીક છે, ત્યારે તેઓને વાસ્તે કાયદેસર ઠરાવ કરો.

**દીવાનજી**—જેવો હુકમ ( ઠરાવ કરેછે. )

## ઠરાવ.

કૈયાકીચકની માલમતા પચાશ ગાડી ભરી ઉપાડી જવા દેવો ને દેશ પાર કરવો. ને કુટીલસેનનું નાક કાપીમુલકમાં ફરવા દેવો.

**પ્રજાનાલોકો**—મહારાજાના મુખારવિંદના એવા નીતી નીપુણ વચન સાંભળી બહુ હર્ષથી આર્શિવાદ આપી સ્તુતી કરી કહે છે કે બહુ કૃપા કરી અમારૂ આ નાનું વિઘ્ન તો આપે દુર કર્યું પણ હે મહારાજા પ્રજાને નીતીમાં ચલાવવાને અરથે

મહા ભયંકર દંડના ધરવાવાળા અમારા ઉપર પડતા વીઘ્નોના હરનારા હવેતો મ્હોટા વિઘ્નનું નિવારણ કરો તો અમો ગરીબ પ્રજા ઉપર તમો રાજપિતાની બહુ મેહેરબાની થાય.

**રાજા**—તમોને જે કાંઇ સંકષ્ટ હોય તે ખુલે દીલથી કેહેજો. હવે તમારે ડર રાખવો નહી.

**પ્રજા**—મહારાજ ! અમો દેશમાં વસનારા સર્વે વેપારીયો ક્રમે ક્રમે પાયમાલ થઇ જઇશું જો કાયદો નહી સુધારશો તો !

**રાજા**—તે કેમ ! કહોછો ? કાયદો સુધારવો એ વાતતો અમારા હાથમાંછે. તેમાં કાંઇ ખરા જાત લાગતી નથી માટે તમારા મનમાં જે હોય તે કહો ?

**પ્રજા**—કહેવું તો એટલુંજ છે કે અરધો કાયદો જુનો અને અરધો નવો તેથી અમારી વંશ વૃદ્ધિ ખરેખરી નાશ થઇ જશે.

**દીવાનજી**—( ગુસ્સે થઇને ) એ વાત શું કરોછો? પુરવજોએ જે કાયદા બાંધ્યાછે તે શું તમારા વંશનો નાશ થઇ જવા શારૂ બાંધ્યા છે. નાના તેતો તમારા રક્ષણાર્થે બાંધેલા છે અને તેમાં જો ફેરફાર કરવો પડે તો તે કરવાને અમો મુખતાર છઇયે માટે તમોને જે કાયદો પાયમાલ કરતો હોય તે કહો ?

**પ્રજા**—(એકદમ ઉછળીને ) અમે કહીયે છઇએ તે તમે શું નથી સમજતા ! અમેતો કહીયે છીયે કે વેપારને અંતે સર્વે દેવાળું થાય છે. પણ દેશમાં નાદાર દેવાદારોની સર્વે મીલકત જપ્ત કરી લેણદાર લઇ જાય. પણ તેને છુટકો મળવાનો ધારો નથી. અને જ્યારે જ્યારે દેખે ત્યારે ત્યારે લેવા કાયદો છે જેથી કરીને એક દેવાદાર ઉપર પૂર્વજોનું કરજ છે. તેના સાત

દીકરાછે. તે પાંચ પચાશ જે કાંઇ કમાવી આવે તેવી તેવી જપત થતી જાય ત્યારે તે કુટુંબપાસે પાંચ દશની પુંજી ક્યાંથી થાય ને પુંજી શીવાય તેના સગપણ શાથી થાય ને સગપણ ન થાય તો તેની શી દશા થાય? તે કૃપા કરીને બતાવો?

**દીવાનજી**—( આશ્ચર્ય પામીને ) ત્યારે તો સર્વે વાંઢાનેવાંઢા મરી જવાના!

**રાજા**—એમ જ્યારે જે જે આશામી કાચી પડતી જાય તે તે આશામીઓના વંશજો પાસે પાંચ પૈસાની જોગવાઇ થવાનો સંભવ નથી તો લોકો વાંઢાને વાંઢા મરતા જાય તો થોડે ક્ષણે વરશે મુલકપણ મેદાન થઇ જાય અને વેપારી સર્વે એક-દાહાડો લક્ષાધીતપતી હોય તો બીજે દાહાડે કરજી થાય. જે આશામી ભાંગે તેના ઘરના કોઇ વેપાર પણ ન કરી શકે. ને કાંઇ પુજી હોય તો પણ પરદેશમાં લઇ જાય. અને પરદેશમાં પેદા કરે તો તે પણ જુના લોચામાં ફસાઇ જવાના કારણથી દેશમાં ન લઇ આવે. અરે એવા જુના જુલમાત ભરેલા ધોરણથી હજારો દેશીઓ સ્વદેશમાં આવવાની આશા મુકીને પરદેશ ભટકે છે! હું નજર ફેરવુંછું તો પારકા મુલકોમાં જે મારી વસ્તી વસેછે તે સર્વે સ્વર્ગના જેવા સુખ ભોગવેછે. અને દેશમાં રહ્યા છે તેમને ખાવાને હશે તો પહેરવાને નહી હોય તે સર્વે વાતનું કારણ શું?

**દીવાનજી**—ત્યાંતો ચાર ચાર દીવાળાં ફુંકે તે પણ ઘોડા ગાડી ન મુકે. અને અહીં તો છેક નિરવંશ જવાનો. તે પણ જો બહારગામ ચડીગયો તો છુટો થાયે ને ત્યાં સ્વતંત્ર થઇ જાય.

**રાજા**—ત્યારે, આપણે નાદારોને છુટકારો દઈયેતો સારૂં કે માઠું ?

**દીવાનજી**—વળી એ કામ જે મોટી સરકારે દીર્ઘ વિચારોથી સ્થાપન કીધું છે તે માઠું હોય? એતો સમુળગું સારૂ ને તેની સાથે મુદતી કાયદો પણ ત્રણ વર્ષનો હોય, ને વળી જો મીઠા પાણિની તજવીજ કરો તો ભાગીરથી જેવા કહેવાઇ જાઓ. અને વિધવા સ્ત્રીની આજી વીકાપણુ તેના ધણીના લેહેણામાં જપત ન થાય તો જાણ્યા અજાણ્યા શંકસ્ટોથી સ્વદેશની પ્રજા નાશી પાસ થઇ છે તે સર્વે નિર્વિઘ્ને આવી પોતાના વતનમાં વશી શકે.

**રાજા**—જ્યારે એમ છે ત્યારે મને આગળથી કેમ ના ચેતાવ્યું?

**દીવાનજી**—એતો દુઃખે તેને વેંણુ નહાનુ બાળક પણ રડે ત્યારે તેની મા ધવરાવે.

**રાજા**—( પ્રજાના લોકોને) સજ્જનો! તમે સર્વે હવે સુખે તમારે કામ કાજે જાઓ. ને તમે જે મહારા અને તમારા અર્થે લાભની વાત કહી તે સર્વે મારા ધ્યાનમાં રહીછે. જો તમારા દાહાડા સવળા હશે તો તે બધા કાયદા સુધરશે ને સર્વે સારૂં થશે ને હું હવે તેજ તજવીજમાં છું.

**સર્વેમળી**—મહારાજ ! હમારા દહાડા સવળા થવા કે અવળા એ વાતતો પરમ કૃપાળુ પરમેશ્વર અને બીજા આપ નામદારના હાથમાં છે. હમારામાં તો એટલી મતી નથી. કે પોતાના હકો રાજમાંથી માગી શકીયે. અમે તો એક રેઢીયાળ માણસથી પણ થરથર ડરીયેછીયે માટે આપની અમ્રતની નીગા જોઇયે છીયે.

**રાજા**—હે મારા પુત્રો ! હે મારા દેશી ! હે મારી પ્રજા ! મારા લાભને વાસ્તે કાયદા સુધારીશ. તેમાં કાંઇ તમારા ઉપર આભાર કરીશ નહી. તમો સુખે રહેશો સારી રીતે ફળશો ફુલશો અને નીર્વિઘ્ને નિર્ભયપણે વરતશો તો મને આ લોકમાં લાભ, સુખ, અને જશ મળશે અને પરલોકને વીષે પણ મારી સારી ગતી થશે. પણ વિધવા સ્ત્રીના ધનવિષે તમે મને શું કહેતા હતા તે ફરી કહો ?

**સર્વેમળી**—એક દેશીની ઉપર પાંચસોનું લહેણું હોય તેની એક સ્ત્રીને બે નાહાનાં બચ્ચાં છે તેના ઘેરમાં વાસણ ભૂષણ વિગેરે ૪૦૦ ની મીલકત છે. તે વખતમાં તેનો ધણી ગુજરી જાય. તેનું પ્રયોજન કરે એટલામાં લેહેણદાર ફરીયાદી કરી હુકમનામુ મેળવી તેના ઉપર જપતી લાવે. તે ફક્ત ૧૫ દીવસનો ખોરાક રહેવા દે. બાકી સર્વે મીલકત લઇ જાય છે. ને વળી જ્યારે જ્યારે દેખે ત્યારે ત્યારે લઇ જવાનું ધોરણ ચાલે છે. ત્યારે વિધવા પોતાનું તથા બચ્ચાઓનું ભરણ પોશણ કઇ આવકમાંથી કરશે ? ને તેને પેટ ભરવા સારૂં માઠાં કામ કરવાની ફરજ પડશે તેથી બાળહત્યાઓને ગર્ભપાત થવાનો સંભવ થાશે તેનું પ્રાયશ્ચીત કોણને લાગશે !

**રાજા**—જેના હાથમાં વ્યાજબી ઇનસાફ દેવાની સત્તા છે છતાં એવી એવી બારીક બાબતોની તજવીજ ન કરે તેને (દીવાનજીને) તમે આ વાતનો શો જવાબ ઘોછો ? જે વિધવાની મીલકત તેના ધણીના ઘેરમાં બેશવાથી ધણીના લહેણદાર લઇ જાય તે વિધવા તથા તેનાં બચ્ચાં ગુજરાન કેવી રીતે કરશે ?

**દીવાનજી**—મને તો તેનો રસ્તો કાંઇ સુજતો નથી. બાકી એ બાબતમાં વિચાર તો ખરેખર કરવાનો છે.

**રાજા**—( ગુસ્સે થઇને ) જ્યારે આવા દુઃખોથી મારી સર્વે પ્રજા દેશ મુકી નાશી જશે ત્યારે તમે વિચાર કરશો કે તમારા હાથમાંથી બધી સત્તા જતી રહેશે ત્યારે વિચાર કરશો ? તમે શો વિચાર કરો છો ? તેની મને કાંઇ ખબર પડતી નથી. માટે હમણાંને હમણાં એક કૌન્સિલની નેમણુક કરો તેમાં દીર્ઘ વિચારવાળા દેશી અને પરદેશીઓને નીમીને દેશને અનુકુળ હોય તે કાયદા રાખો. ને પ્રતિકુળ જણાય તેને દુર કરો

**દીવાનજી**—નાદારોને છુટટા દેવા મુદતી ધારો ત્રણ વર્ષનો કરવા. વિધવાઓ તથા બાળકોની આજીવીકાનો વિચાર કરવો, નેહેરો બાંધી મીઠા મહેરામણ મંગાવવા ઇત્યાદિ સર્વે કામો દેશની આબાદી કરનારાં છે. પણ ફક્ત રાજ્યનું જુનું લહેણું પ્રજા ઉપર ઘણું છે. તે ખોટું થઇ જાય તે સારૂ ઉ-મલા સર્વે કામો અટકી પડ્યા છે ?

**રાજા**—રાજ્યનું લહેણું શીશી બાબતોનું છે !

**દીવાનજી**—કોય પાસે જુના ધારા મુજબ ટકા વસુલ કરવાનું હશે. કોઇ ઉપર દંડનું હશે. કોય ઉપર ઇજારા બાકીનું રહ્યું હશે. ઇત્યાદિ ઇત્યાદિ.

**રાજા**—તેઓ પાસેથી વસુલ કેમ નથી કરતા.?

**દીવાનજી**—મહારાજ ! લોકો પાસે હોયતો તો ઘણુએ ટાચો મારી લઇ આવીયે પણ જેના ઘેરમાં શેર લોટ ખાવાને ન

હોય તેની પાસેથી શું લઇએ ? એવાઓને પણ નોટીશો તો વારંવાર કરીયેં છીયે. પણ ખાવાને ન મળે ત્યાં શો ઉપાય ?

**રાજા**—તમારા જુના લેહેણાની દરરોજ નોટીશો મોસલોના ભયથી મ્હારો મુલક શાવ ખાલી અને કંગાલ થઇ ગયો છે. એવા એવા દુઃખો વેઠવાના ભયથી કેટલાયે વફાદાર સુદેશી દેશમાં પણ આવી શકતા નથી તે ત્યો પરદેશમાં જઇને લક્ષાધિપતી થઇ જાયછે. તોપણ દેશમાં આવી શકતા નથી. બાજુના બીજાના મુલકમાં વશી પોતાની જીંદગી પુરી કરે છે. એથી અમોને બહુ નુકસાની થાય છે. માટે એ ખોટું લ્હેણું જેઓ પાસેથી વસુલ થઇ શકે તેઓની પાસેથી માસ ૭ ની અંદર વસુલ કરો. ને કંગાલોને છુટકો આપી મુદતી કાયદા બાંધી મારી વફાદાર પ્રજાનું સારી રીતે પાલન કરો. ને બાહારે દુઃખી થતા સ્વદેશીઓના વીઘ્ન ટાળી દેશમાં બોલાવો.

**પ્રજા**—(રાજાના મુખકમળમાંથી અમૃતરૂપી નીકળતાં નીતીનાં વચનોથી પ્રજાના લોકો આનંદ પામીને આશિર્વાદ આપે છે. અને કહે છે કે, હે મહારાજ ! ધન્ય છે તમોને ધન્ય છે, બહુ રૂડું વિચાર્યું, હવે તો ફકત ગૌભેખની બાયડીનું અને કવિની ચોપડીઓ બેહજાર મફત લઇ ગયા તેનો ગુણ અને પાડ સર્વે જાય છે, તેનો ઈનસાફ કરો તો મોટી મેહેરબાની.

**રાજા**—બહુ સારૂ, હાલ મને ઘણી તસ્દી પોચી છે એટલે બંને કામ મુલતવી રાખવામાં આવે છે, વળી આગળ જતાં જોઇ લઇશું.

પ્રજા—(બધા મળી) બહુ સારૂ મહારાજ, તમારો જય થાઓ અસ્તુ અસ્તુ શબ્દ ઉચારીને ગાય છે.

## ગરબી.

(જય જય જગદંબે જયકારી—એ રાગ.)

જય જય જન પાલક જશકારી,
અતિ ઉત્તમ રીત તમારી, જય જય જન પાલક—ટેક.

મન ગંગા જળ જેવું નિરમળ,
દિલના સાગર બહુ બુદ્ધી બળ;
ગુણ સંપન્ન શાણા જ્ઞાન સકળ,
એવા ઉત્તમ અધિકારી. જય જય જન પાલક. ૧

આ રાજ રીત રૂડી તાહારી,
ઇનસાફ અદલની કરનારી;
તે પર જાને લાગે પ્યારી,
ભય દુઃખ સંકટ હરનારી. જય જય જન પાલક. ૨

જે ધારામાંય હતી ખામી,
તે સોધી કહાડી તેં સ્વામી;
જેથી રૈયત સહુ સુખ પામી,
એ ઉત્તમ વાત વિચારી. જય જય જન પાલક. ૩

જે નેકનામ નીતિવાળા,
મહા નીચ કુટીલને હણનારા;
તે પ્રાણ થકી લાગે પ્યારા,
સજ્જન જનનાં સુખકારી જય જય જન પાલક. ૪

જે જગત તણું રૂડું ચાહાશે,
તેને પણ બહુ રૂડું થાશે;
યશકીર્તિને ધન કમાવશે,
એવી છે અટકળ મહારી. જય જય જન પાલક. ૫

જે સ્વતંત્રતા સૌને બક્ષે,
તે આપ સ્વતંતર થઇ બકસે;
જગમાં પણ તે જાણ્તું ટકસે,
હું કહુંછું સમય વિચારી. જય જય જન પાલક. ૬

જે અદલ ન્યાય હરનીશ કરશે,
એક રાંક તવંગર સમ ગણશે,
જુલમીને ઝટ પટકી હણશે;
તેનિ કીર્તિ ગવાસે સારી. જય જય જન પાલક. ૭

જે માઠી સોબતમાં ફસસે,
તે ઉપર લોક સકલ હશસે;
બેઉ હાથ પછી તે જન ઘસશે,
તેને કેમ શકશું વારી જય જય જન પાલક. ૮

જે રાજમિત્રની જશકારી,
સીખામણ સુણસે નરનારી;
તે સુખે વરતસે સંસારી,
ભીમો કહે અનુભવ સારી જય જય જન પાલક. ૯

સમાપ્ત.